# કિરીટ ગ્રંથાવલી.

૧ પ્રવેશ ફી રૂ. ૧ ભરીને આ ગ્રંથાવલીના કાયમી ગ્રાહક થઈ શકાશે.

૨ કાયમી ગ્રાહકને આ ગ્રંથાવલીના પ્રકાશનો ઉપર દર રૂપિયે ૩ આના વળતર આપવામા આવશે. પોસ્ટેજ તથા વી. પી. ખર્ચ ગ્રાહકને શીર રહેશે.

૩ ગ્રાહકને આ ગ્રંથાવલીના દરેક પ્રકાશનો લેવાંજ પડશે. પરંતુ તૈયાર થતા પહેલા ગ્રાહકને ટપાલદ્વારા ખબર આપવામાં આવશે. અને પંદર દિવસ સુધી જવાબની રાહ જોઈ વી. પી. થી રવાના કરવામા આવશે.

૪ વી. પી. પાછું કરનાર ગ્રાહકની પ્રવેશ ફી રદ થશે.

આ ગ્રંથાવલીમાં વર્ષમા ૩ થી ૪ પુસ્તક બહાર પાડવામાં આવશે.

(૧) **વિસર્જનઃ**–અનુ. 'પલાશ'
વાર્તા સંગ્રહ કીં. ૨–૮–૦

(૨) **વરદાન** લે. સ્વ. પ્રેમચંદજી
નવલકથા ( છપાય છે. )

ભદ્ર, **અમદાવાદ.**

આદર્શ પ્રકાશન પહેલું

# વિસર્જન

: અનુવાદક :

“પલાશ”




આદર્શ પુસ્તક ભંડાર

ભદ્ર        અમદાવાદ.

# અનુક્રમણિકા

# આમુખ

આ સંગ્રહમાંની બધીજ વાર્તાઓ પરપ્રાંતિય લેખકોની કૃતિના ભાષાંતર, અનુવાદ કે ભાવાનુવાદ છે. આમાંની કોઇ પણ વાર્તા સ્વતંત્ર સર્જન નથી. અને આ નવલિકાઓમાંની ઘણી ખરી વાર્તાઓનું વસ્તુ એકજ છે–રૂપ જીવિનીઓની કથની. સમાજથી હડધૂત થયેલા, કલંકિત ગણાતા વેશ્યા જીવન ઉપર આપણી ભાષામાં બહુજ થોડુ લખાએલું છે એટલે આ જાતના પ્રયત્નો જરૂર આવકારદાયક લેખાય. આપણા સમાજનો પાયો એવી રીતે નખાએલો છે કે તેમાં સ્ત્રી પોતાની આજીવિકા સ્વતંત્ર રીતે ચલાવી ન શકે. એટલે ભાગ્યવશાત્ જ્યારે તેઓ વિષમ પરિસ્થીતિમાં મૂકાય છે ત્યારે તેમને માટે બેજ માર્ગ ખુલ્લા રહે છે–મૃત્યુ યા અધઃપતન. મૃત્યુને ભેટવા જેટલી જેની શક્તિ નથી હોતી તેને બીજોજ માર્ગ સ્વીકારવો પડે છે અને કલંકિનીનું જીવન ગાળે છે. આને માટે જવાબદાર છે સમાજ અને એ સમાજે રચેલા રૂઢી–રિવાજોના ષડયંત્રો. જો કે આ દોષ દેવાથી જ સમાજ સુધરી જવાનો નથી; તેમાં પરિવર્તન લાવવા માટે તો જોઇશે ધરતીકંપ જેવા આંચકાઓ !

પરંતુ સમાજની દ્રષ્ટિએ જેઓ કલંકિત અને પાપી જીવન ગાળે છે તેઓમાં પણ માનવતા છે. આ સંગ્રહમાંની બે વાર્તાઓ બાદ કરતાં બાકીની ગમે તે વાર્તાઓ વાંચો–તે વેશ્યા જીવન ગાળતી રૂપ જીવિનીઓના અંતરના ઉંડાણમાં ડોકીયું કરો–તમને શું દેખાય છે ? નરી માનવતા, પ્રેમ, માયા અને નિસ્વાર્થ વૃત્તિના મધુર ઝરણાં કલકલ કરતાં વહી રહ્યાં છે તેમના અંતરના ઉંડાણમાં રહેલી એ માનવતાની સૌરભ આપણને ઘડીભર અવાક બનાવી દે છે. તેમનામાંથી પણ ‘ વિસર્જન ’માંની ‘ અરુણા ’ જેવી સતી સાવિત્રી

મળી આવે છે; રૂઢીનો ભોગ બનેલી 'દેવદાસી'માંની 'ચેન્નમ્મા'માં કેટલી નિર્દોષતા અને સરળતા છે, સાચી દૃષ્ટિ મળતાંની સાથે જ તે પાપી જીવનનો અંત આણે છે.

આ સંગ્રહમાંની બે વાર્તાઓ 'ડાકુ' અને 'બાતાસી' ભિન્ન પ્રકારની છે. 'ડાકુ'નો નાયક એક વીર યોદ્ધો છે. તે લક્ષ્મીનંદનોનો દુશ્મન બને છે અને તેમને લૂંટે છે. જગત્ વિજેતા મહાન સિકંદર આગળ તેને ખડો કરવામાં આવે છે ત્યારે તે આઝાદ વીર સિકંદરને નવી દૃષ્ટિ આપે છે કે જગત્ ઉપર વિજય મેળવનાર અને બહારવટુ ખેડનાર તેના જેવા ડાકુ વચ્ચે કંઇ પણ તફાવત નથી. બલ્કે ડાકુ તો ગરીબોનો બેલી બની શકે છે જ્યારે વિજેતા તો તે પણ કરી શકતાં નથી.

'બાતાસી' પ્રેમ વાર્તા છે. નાયક–નાયિકા વિશુદ્ધ પ્રેમ તત્વથી જોડાયેલા હોવા છતાં લગ્નગ્રંથીથી જોડાઇ શકતા નથી પણ તે વિશુદ્ધ પ્રેમ તેમને પરબ્રોમમાં સાથે લઇ જાય છે.

આ બધી વાર્તાઓનું મુખ્ય લક્ષણ છે એમાંનો કરૂણ રસ દરેક કૃતિમાં કોઈ ને કોઇ રૂપમાં કરૂણરસનું પ્રાધાન્ય જોવામાં આવે છે. અનુવાદકે મૂળ કૃતિઓને બને તેટલો ન્યાય આપવાના પ્રયાસ કર્યા છે. જો કે તેમાં ત્રૂટીઓ તો છે તે છતાં પણ દરેક વાર્તાનો પ્રવાહ અખંડિત વહ્યા કરે છે ને હૃદયંગમ બની રહે છે. મૂળ ભાષાઓમાં તો દરેક કૃતિ ઘણીજ સુંદર અને હૃદયંગમ હશે જ. ભાષા દૃષ્ટિએ જોતાં પણ તેમાં ખામીઓ રહેલી છે. અનુવાદકની હિંદની ભિન્ન ભિન્ન ભાષાઓનો અભ્યાસ કરવાની તમન્ના પ્રશંસનીય છે. અને ભવિષ્યમાં તેમને સારી સફળતા મળશે તેમ લાગે છે. બાકી તેમની સફળતા નિષ્ફળતાનો આધાર તો વાચકોના અભિપ્રાય ઉપર અવલંબે છે.

તા. ૬ : ૭ : ૪૩ **કાન્તિલાલ ઠાકર**, બી.એ.

# કિરીટ ગ્રંથાવલી

:નિયમો:

૧ પ્રવેશ ફી રૂ. ૧ ભરીને આ ગ્રંથાવલીના કાયમી ગ્રાહક થઇ શકાશે.

૨ કાયમી ગ્રાહકને આ ગ્રંથાવલીના દરેક પ્રકાશનો પર દર રૂપિયે ૩ આના વળતર આપવામાં આવશે. પોસ્ટેજ તથા વી. પી. ખર્ચ ગ્રાહકને શીર રહેશે.

૩ ગ્રાહકને આ ગ્રંથાવલીનાં દરેક પ્રકાશનો લેવાં જ પડશે. પરંતુ તૈયાર થતા પહેલાં ગ્રાહકને ટપાલ દ્વારા ખબર આવશે અને પંદર દિવસ સુધી જવાબની રાહ જોઇ પુસ્તક વી. પી. થી રવાના કરવામાં આવશે.

૪ વી. પી. પાછું કરનાર ગ્રાહકની પ્રવેશ ફી રદ થશે.

૫ આ ગ્રંથાવલીમાં વર્ષમાં લગભગ ૩ થી ૪ પુસ્તક બહાર પાડવામાં આવશે.

આદર્શ પુસ્તક ભંડાર : ભદ્ર—અમદાવાદ

## છતાં પણ

જીવન પર્યંત આજ સુધી તેની ફક્ત ત્રણ જ વાર મુલાકાત થઈ છે; પરંતુ દરેક વખતે નવું વ્યક્તિત્વ, નવું સ્વરૂપ, નવી જ આભા.

મને યાદ છે, જ્યારે મારા વિવાહની વાતો શરૂ થઈ ત્યારે મનમાં તેનો ઘણો વિરોધ કર્યો, પરંતુ બાની ઇચ્છા વિરુદ્ધ જઈ કંઈ કહેવાનું સાહસ ન થયું. અંતે જ્યારે ચાંલ્લાનો દિવસ નક્કી થયો ત્યારે મેં બાને કહ્યું—" બા, હું વિવાહ નહિ કરું."

બા મારા માથામાં તેલ નાંખી રહી હતી હસતાં બોલી " કેમ ?"

" વિવાહ શું દરેકને માટે જરૂરી છે ?"

" તારા ખ્યાલથી ભલે ન હોય, પણ મારા ખ્યાલથી તો છે જ !"

કોઈ બીજો હોત તો હું રોકડું પરખાવી દેત, કે મારા વિવાહ મારા વિચાર મુજબ થવા જોઈએ. પરંતુ એ બાને ન કહી શકયો.

મેં બીજો પ્રશ્ન કર્યો—" તો શું એ પણ જરૂરી છે કે વિવાહ થાય અને તે હમણાં જ ?"

ગરદન સાફ કરતાં અત્યંત સરળ ભાવથી બાએ કહ્યું–"જ્યાં વિવાહ કરવો જ છે ત્યાં અત્યારે અને પછીનો પ્રશ્ન જ ક્યાં રહે છે? જેવી કાલ તેવી આજ !"

મહત્વાકાંક્ષી, પ્રગતિશીલ નવયુવકના જીવનમાં જ્યારે નવયુગ ક્રાંતિની વસંતે આવી નવા વિચારો, નવી ભાવનાઓના પુષ્પો ખિલવ્યા હોય છે ત્યારે વિવાહ થવો, ન થવો યા લાંબા સમય પછી થવો એ કેટલું અગત્યનું છે એ બાને કેવી રીતે સમજાવવું? તેનું પ્રશાંત મન તર્કવિતર્કના વાયરા સાથે બાઝા બાઝી કરવામાં પ્રલિપ્ત થઇ ગયું.

બા સમજી કે તેની યુક્તિથી હું નિરૂત્તર થયો છું. નેપકીન વડે મારૂં મોં સાફ કર્યું. પછી માતૃત્વના હોંશથી ગર્વ સહિત મને એક વાર નિહાળી બોલી–" બેટા, તું તો નાનો છે, જ્યારે ધારે ત્યારે લગ્ન કરી શકે એમ છે; પરંતુ......હું કદાચ મરી જાઉં તો પછી વહુ કેવી......?"

મેં વાત ઉડાવતાં કહ્યું–" બા, તને કોને કહ્યું કે તું વૃદ્ધ છે?"

બા હસતાં બોલી–" મારૂં તો શું ઠેકાણું! આજ છું, કાલ નથી. હવે તો આ એક જ સાધના રહી ગઇ છે કે મરતાં પહેલાં એક પુત્રનું મોં જોઇ લઉં."

આકાંક્ષાનો અંત નથી. પહેલાં વહુની અભિલાષા હતી. હવે તે વધીને પુત્રની થઇ.

મેં નિશ્ચય કર્યો કે રાત્રે બા દૂધ પીવડાવવા આવે ત્યારે ઘણી યુક્તિઓ સહિત સમજાવીશ; પરંતુ તે પહેલા જ સાંભળી હું ચોંકી ઉઠયો, બા કાકીને કહી રહી હતી:–" સાંભળો છો, મારો દિકરો એવો નથી કે મારી એકની એક આશાના ચૂરા કરે."

કાકી કહેવા લાગી–" પરંતુ તેનું મન નારાજ જણાય છે."

આ હસવા લાગી—"અરે ! તું સમજતી નથી. તે શરમાય છે ! પણ તેના અંતરનો ઉલ્લાસ સમાતો નથી."

તે પછીની વાત છે. રાત્રે ઘણા પ્રયત્નો કરવા છતાં આને હું કંઇ પણ ન કહી શક્યો. મને ખબર છે, આ મારી કમજોરી હતી. કદાચ અદૂરદર્શિતા પણ કહેવાય; પરંતુ જીવનમાં કમજોરીને ય સ્થાન છે.

આ તો જરા વિષયાન્તર જેવું થઇ ગયું. હવે મૂળ વાત પર આવું છું. લગ્ન થવાનો બધો રોષ, બધો ભાર મેં બીજા પર ઢાલવ્યો. મેં ત્રણ શરતો કરી. પહેલી એ કે લગ્નની પહેરામણી બિલકુલ ન લેવી, બીજી લગ્નનાં દરેક કપડાં ખાદીનાં ખરીદવા અને ત્રીજી—વેશ્યાને નૃત્ય કરવા ન બોલાવવી.

બાએ તો બધી શરતો કબુલ કરી; પરંતુ છેલ્લી શરતમાં કાકાએ વિક્ષેપ નાખ્યો. તેઓ પુરાણી રોશનીના આદમી હતા. બોલ્યા—"જમીનદારની જાતમાં નાચગાન ન થાય તેનાથી વધુ બીજી કઇ બદનામી હોઇ શકે ?" કાકી એક કદમ વધુ આગળ વધ્યા—"વેશ્યા સૌભાગ્યનું ચિન્હ છે, તેને તો લઇ જ જવી પડશે." આખરે ઘણો વિરોધ કરવા છતાં લખનૌથી બે પવૈયા અને બનારસથી એક વેશ્યા બોલાવવામાં આવી.

અને તે વખતે ત્યાંજ તેની પહેલી મુલાકાત થઇ.

તે કિશોર અને તારૂણ્યના સંગમ પર ઊભી હતી. દિપશિખાની માફક મંદ અને ચંચળ; લતાવેલી જેવી પાતળી સલજ્જ, સસ્મિત, સુકુમાર જ્યારે તે તારાઓથી ભરપુર જ્યોત્સ્નાની માફક ચમકતો ઊજળો પોશાક પહેરી આવી ઊભી રહી ત્યારે બધાની આંખો તેના તરફ વળી. અને પોતાની ઇચ્છા વિરૂદ્ધ, સિદ્ધાંતની પ્રતિકુળતા છતાં પણ હું નિર્નિમેષ, વિમુગ્ધ—જેવો તેને નિહાળવામાં ગરકાવ થઇ ગયો.

નૃત્ય શરૂ થયું. ઘુઘરીઓ ઝણઝણી ઊઠી. જાણે સંગીતની લહરી પર સૌંદર્ય ઝણઝણી દોડી ઉઠયું !

તેની આંખોમાં સૌદામી છવાઈ ગઈ, નવ યૌવનનો કેફ હોઠ પર વરસ્યો અને કલાનો ઉન્માદ તેના સુકુમાર અવયવોના મરોડ-માંથી નીકળી હવાની લહરી બની ફેલાઇ ગયો. ધ્વનિનું સ્પંદન પ્રકાશમાં મુગ્ધ બની વિખરાઈ ગયું.

પરંતુ કલા આત્માની વ્યંજના થવાને બદલે કયાં સુધી વિલા-સનું સાધન થઇ શકે છે એ હું તે દિવસે સમજ્યો. ઉપાસનાનું આસન કયાં સુધી વાસનાની પથારી બની શકે છે અને પ્રાણોની પિંજર-બદ્ધ વેદના નેત્રો અને હોઠ પર પથરાઈ મુક્તિની યાચના બનવાને બદલે કયાં સુધી ( Sadist ) વિહ્વલ કામુકતાનું બળતણ બની શકે છે એનો અનુભવ મને તેજ ક્ષણે થયો.

ચારે તરફથી ‘ આહ ’ સંભળાવા લાગી. ઠંડા શ્વાસ ખેંચાવા લાગ્યા. યારોએ બબડવું શરૂ કર્યું. ફુલ વરસવા લાગ્યા. કલાનું મંદિર બજારનું લિલામ બની ગયું.

મારી બાજુમાં એક મિત્ર બેઠો હતો. જાણે તેનો શ્વાસ બંધ થઈ ગયો હોય એવી પ્રતિતી થતી હતી. બુભુક્ષિત નેત્રોથી જોતાં તેણે મને કહ્યું–“ અમરેન્દ્ર ! યાર હવે તો બનારસની ટ્રીપ કરવી પડશે. બોલો, સાથ આપશો ને ? ”

હું પણ આવા નવા જમાના અને નવી સભ્યતાના વાતાવર-ણમાં ઊછરેલો એક યુવક છું–જેમાં સદાચારને ઢોંગ કહે છે. અને આવા પ્રકારની વાતો પરની ચીડને પાખંડ કહે છે. કોઈ બીજા અવસરે આવો જ પ્રશ્ન હું બીજાને ન કરી બેસત તેના સોગન નથી ખાઈ શકતો. પરંતુ આ સમયે મને લાગ્યું–‘ મારો આદર્શ કચરાઈ રહ્યો છે. મારા સ્વપ્નલોકની કલાદેવી બત્તીના પ્રકાશમાં વેશ્યા બની ગઇ છે.’ કંઈ પણ ઉત્તર આપ્યા વગર હું ચૂપ રહ્યો.

ત્યારબાદ ગાવાની ફરમાસ થઈ. કોઈએ રાગ–રાગિણીની ફરમાસ કરી, કોઈએ ઠૂમરીની અને કોઈએ ગઝલની; અને તે તરફડતા ઘાયલ હૃદયો પર સલજ્જ મુસ્કાનથી મોઢું છાંટતી મારી સામે આવી બેઠી. ગાયન શરૂ થયું–' શેર. '

તેની આંખોમાં નશો હતો, હોઠ પર માદકતા હતી અને ગળામાં જાદુ હતો; પરંતુ એક વાત ન હતી—સ્ત્રીત્વનું તેજ. તે અપ્સરા હતી, સ્ત્રી નહોતી બની શકતી. તે શરાબ બની કેફ વધારી શકતી હતી, પણ પાણી બની પ્યાસ નહોતી બુઝાવી શકતી. તે ઘરની વાસ્તવિકતાનું થીયેટ્રીકલ અભિનય હતી, પરંતુ સ્વયં વાસ્તવિકતા નહોતી. તેનામાં તીખાપણ હતું, તેજ ન હતું. અભિમાન હતું, ગર્વ ન હતો. સફાઈ હતી, પવિત્રતા ન હતી. તેના ગળાનું દર્દમય રુદન હૃદયનો કરુણ પોકાર નહોતો બની શકતો. તેની સંગીતની વેદનાનું વર્ણન કોઈ વિદ્વાન રાજાની જોરદાર કલમમાંથી ઊતરેલી ગરીબની તસ્વીરને મળતું હતું, પણ અનુભૂતિ નહોતી મળતી. તેની વિદ્યા અને કલાએ લાલ લોહની માફક તેના ધગધગતા સ્ત્રીત્વને વીજળીનો બલ્બ બનાવી તેનો પ્રકાશ વધાર્યો હતો; પરંતુ ગરમી ઓછી કરી નાખી હતી. મેં શીર ઝુકાવી મનમાં જ તેને પ્રણામ કર્યા.

બીજે દિવસે જ્યાં જુઓ ત્યાં તેની વાત, તેની જ ચર્ચા. કોઈ તેના નેત્ર પર મુગ્ધ હતા, કોઈ હોઠ પર કુરબાન હતા; કોઈનું ગરદન પર જ મસ્તક ઘૂમી રહ્યું હતું; તો કોઈને તેના કટાક્ષે ઘાયલ કર્યા હતા, કોઈને તેની નાગ જેવી વેણીએ દંશન કર્યું હતું. મારા એક કલાકાર મિત્રે તેને ' ચકિત હરિણી પ્રેક્ષણા ' ની ઉપાધિ આપી. બીજા મિત્રે અજંટાની સમસ્ત કલા તેની આમ્રમંજરી–સી અંગુલીઓના મરડાટ પર કુરબાન કરી.

અને હું વિચારી રહ્યો હતો—' જે સૌંદર્ય પાણીમાં તેલની માફક ફક્ત સતત ઊતરી રહ્યું છે તે શું કદાપી આકર્ષક હોઈ શકે '

× × ×

સાત વર્ષ બાદ મધુપુરની સ્થાનિક હોસ્પિટલમાં હું આસિસ્ટંટ સિવિલ સર્જન હતો. હોસ્પિટલની બાજુમાં થોડે દૂર મારો બંગલો હતો. સામે રેલ્વે લાઇન્સ હતી, અને તેની પાર ખીલી ઉઠેલી હરિયાળીનો અનંત વિસ્તાર.

બા હવે ન હતી. તેને વહુનું મોં જોઇ લીધું અને એક પુત્રને રમાડી પોતાના જીવનની એ ચિરસંચિત અભિલાષા પૂર્ણ કરી કાંચળી ત્યજી લક્ષ્મીપતિ વિષ્ણુના ચરણકમળમાં આશરો લીધો હતો.

ઘરમાં કોઇ ન હતું. રાગિણી—મારી પત્ની બંને બાળકોને લઇ પોતાના માસાને ત્યાં ગઇ હતી. કાકી ગામ ગયાં હતાં. ઘેર ફક્ત નોકર જ હતો.

શિયાળાના દિવસો હતા. રાગિણી બાળકોને લઇ આજે બપોરની ગાડીએ આવવાની હતી. મેં વિચાર્યું—કાર લઇને સ્ટેશને જઉં પરંતુ એક પોસ્ટમોર્ટમ કરવાનું હતું. બે ત્રણ કલાક પોસ્ટમોર્ટમના, પછી તેનો રીપોર્ટ લખવો અને ત્યાર બાદ ઘેર આવી સ્નાન કરવાનું—બહુ લાંબો પોગ્રામ હતો.

હું દશ વાગે હોસ્પિટલમાં ચાલ્યો ગયો અને શોફરને કહી દીધું કે બાર વાગે કાર લઇને સ્ટેશને જજે.

પોસ્ટમોર્ટમ કરતાં અને તેનો રીપોર્ટ લખતાં કેટલોય સમય વીતી ગયો. ત્રણ વાગે થોડી ફુરસદ મળી. ઘેર જવાને તૈયાર થઇ રહ્યો હતો ત્યાં તો કાર લઇને શોફર આવી પહોંચ્યો.

મેં પૂછ્યું "બધા આવી ગયા ?"

"જી હા. આપ સાહેબને જલદી બોલાવ્યા છે."

"બધા કુશળ તો છે ને ?"

"જી હા. બહેને કહ્યું છે કે ડોકટર સાહેબને જલદી બોલાવી આવ."

" સારૂં, ચાલો. "

" જ્યારે હું ઘેર પહોંચ્યો ત્યારે રાગિણી અંદર હતી. તેનો નિયમ હતો કે મારી કારનું હોર્ન સાંભળતાં જ ભલેને ગમે તે સમય હોય અને ગમે તેવું કામ કરતી હોય તો પણ ઝરુખામાં આવી ઊભી રહેતી. તેને ઝરુખામાં નહિ જોવાથી મને આશ્ચર્ય ઉપજ્યું.

ઓરડામાં પેસતાં મેં બૂમ પાડી-" રાગિણી !" રાગિણી ન આવી. બંને બાળકો આવી મને બાઝી પડયાં.

મેં પૂછ્યું-" બા ક્યાં છે ?"

" અંદર છે. "

" શું કરે છે ?"

" દૂધ ગરમ કરે છે. "

ત્યાં સુધીમાં તો રાગિણી આવી ગઈ. મારી હેટ ટેબલ પર મૂકીને બૂટની દોરી છોડવા લાગી.

મેં કહ્યું-" નહિ, નહિ. રહેવા દે. "

" કેમ ? "

" હજુ તો નહાવું છે. પોસ્ટમોર્ટમ કરીને જ ચાલ્યો આવું છું."

" તેથી શું થઈ ગયું ? હું પણ નાહી લઈશ. "

" ક્યાં ક્યાં થઈને આવો ? રસ્તામાં તકલીફ તો નથી પડી ને ?"

" તકલીફ તો નથી પડી...જરા ઊભા રહો. હમણાં આવું છું " કહી રાગિણી ઝડપથી અંદરના ઓરડામાં ચાલી ગઈ. હું ચોંકેલો ઊભો રહ્યો.

મેં વિચાર્યું-અંદર જઈને જોઉં કે રાગિણી શું કરે છે; પણ ત્યાં તો તે સ્વયં આવી પહોંચી. તેની ગોદમાં એકાદ વર્ષનું ગુલાબના ગોટા જેવું બાળક હતું.

મેં આશ્ચર્યથી પૂછ્યું–" બાળક કોનું ઉપાડી લાવી ?"

" વાત તો લાંબી છે. પછી વિગતવાર કહીશ. ત્યાં સુધી એક દરદી અંદર પડયો છે, તેને જરા તપાસી લો."

" દરદી કેવો ?"

" આ બાળકની મોટી બહેન...આશરે પાંચ વર્ષની હશે..."

" પણ આ છે કોણ ?" અત્યંત વિસ્મય પામી મેં પૂછ્યું.

" કોઇ પણ હોય, છે તો ઇન્સાન જ...પછી પૂરી કથા સાંભળજો અત્યારે જરા તપાસી લો."

" હજુ તો નહાયો પણ નથી."

" નહાવાને ગરમ પાણી કરાવું છું ત્યાં સુધી આવી જાવ."

અંદરના ઓરડામાં જઈ મેં જોયું–બિસ્તરા પર ચાર–પાંચ વર્ષની બાળકી સૂતી હતી; અને બાજુમાં એક સ્ત્રી ખુરશીમાં બેસી કંઇક લખી રહી હતી. તે મને જોઇ ઊભી થઈ ગઈ.

મેં બાળકીના નાડી જોઈ, ફેફસાં તપાસ્યાં, ટેમ્પરેચર માપ્યું ત્યારે રાગિણીએ પૂછ્યું–" કેમ છે ?"

એક વાર મેં તે સ્ત્રી તરફ જોઇ કહ્યું–" ડબલ ન્યુમોનીયાનો કેસ છે."

" ત્યારે...ત્યારે કયા સ્ટેઇજમાં છે ?"

" સીરિયસ છે. બન્ને ફેફસાં જકડાઈ ગયાં છે, ટેમ્પરેચર પણ વધારે છે."

" તો શું કોઈ ઉપાય નથી એમ ?" તે સ્ત્રીએ ગભરાઇ પૂછ્યું.

ઉપાય તો હતો. પણ તેને શું કહું ? મેં ટૂંકમાં જ પતાવ્યું– " જૂઓ, હજુ કંઇ કહી ન શકાય. ઘરમાં કંઇ દવા પડી છે ?"

રાગિણી–" ના, એન્ટીફ્લોજેસ્ટાઇનનો લેપ કર્યો છે."

"સારું કર્યું. હું એક મિકશ્ચર લખી આપું છું. તું શોફરને મોકલી હોસ્પિટલમાંથી મંગાવી લે. ત્યાં સુધીમાં હું ના'હી લઉં."

મિકશ્ચર લખી ઊડતી નજરે તે સ્ત્રીને એક વાર નિહાળી હું બહારના ઓરડામાં ચાલ્યો આવ્યો.

સાંજે દિવાબત્તી થયા પછી ચા લઈને રાગિણી આવી ત્યારે મેં કહ્યું–"હવે આપની કથની સંભળાવો !"

"પહેલાં કહો તેની હાલત કેવી છે ?"

"હાલત તો સારી નથી, છતાં પણ કદાચ બચી જાય."

રાગિણીના મોં પર વિષાદની ગહરી છાયા ફેલાઈ ગઈ. થોડી વાર રોકાઈને તેણે કહ્યું–"પરંતુ...પરંતુ તમો કોશિશ કરશો તો બચી જશે."

"હું કંઈ થોડો જ ઈશ્વર છું !"

"તમારા ભરોસે તો તેને અહિંયા લાવી છું, તેની લાજ તમારા હાથમાં છે." મારો હાથ પોતાના હાથમાં લઈ તેણે કહ્યું.

"પરંતુ આ છે કોણ ?"

"એ તો હું પણ નથી જાણતી."

"તો...અહિંયા તેને લાવી કેવી રીતે ?"

રાગિણી કંઈ કહેવા જતી હતી ત્યાં તો ઓરડામાંથી અવાજ આવ્યો. બાળકી રડી રહી હતી. રાગિણી અંદર દોડી ગઈ.

તે તરત પાછી આવી, બોલી–"બાળકી રડી રહી છે. જરા આવી તપાસો."

મેં જઈ જોયું. તે બેચેનીમાં તરફડી રહી હતી. કફ સૂકાઈ ગયો હતો. ખાંસી જોરથી ચાલુ હતી. તાવનો વેગ વધી ગયો હતો. રડી પણ નહોતી શકતી, ફક્ત હાંફી રહી હતી.

રાગિણીએ પૂછ્યું–"કેમ ? શું જણાય છે ?"

"હાલત જેવી હતી તેવી જ છે. આની કેટલી ઉંમર છે ?"

"ચાર વર્ષ ને બે માસ." તેની બાએ કહ્યું.

"પહેલા કોઇ વખત આને ન્યુમોનીયા થયો હતો ?"

"કદી નહિ."

"આના પિતાને ખબર આપી ?"

પિતાનું નામ સાંભળી તે સજ્જડ થઇ ગઇ. રાગિણી પણ ચોંકી ઉઠી. તેણે રાગિણી તરફ જોઈ મસ્તક હલાવ્યું. રાગિણીએ જલદી ઉત્તર આપ્યો. "હજુ સુધી ખબર નથી આપી."

અને તે જ વખતે સાત વર્ષની પુરાણી સ્મૃતિ વીજળીની ભ્રાન્તિથી ચમકી ગઇ. ઓળખાણ પડી. કોઈ પુરાણા ગીતનો ભૂલેલો રાગ મસ્તકમાં ગુંજી ઉઠયો. 'આ તો એજ છે !'

મેં બીજું કંઇ ન પૂછ્યું. બાળકીને સારી રીતે ફરી એક વાર તપાસી, દવા પીવડાવી બહાર આવ્યો.

થોડી વારમાં રાગિણી તેના નાના બાળકને ગોદમાં લઇને આવી મેં પૂછ્યું. "કેમ છે ?"

"સુઇ ગઇ છે."

"સારૂં, હવે કહો તેની કેવી રીતે મુલાકાત થઇ ?"

રાગિણીએ પાસે બેસતાં કહ્યું—"ટ્રેઇનમાં પુરૂષોના કંપાર્ટમેન્ટમાં ઘણીજ ભીડ હોવાથી હું સ્ત્રીઓના કંપાર્ટમેન્ટમાં બેઠી. એજ ડબ્બામાં આ બેઠી હતી. સાથે બીજું કોઇ ન હતું, ફક્ત એક વૃદ્ધ નોકર હતો જે દરેક સ્ટેશને આવી ભાળ–સંભાળ કાઢી જતો હતો. આ બાળકી ઘણી પીડાતી હતી. અને પાછું ગોદમાં આ નાનું બાળક હતું. બિચારી અનહદ પરેશાન થઈ ગઇ હતી. મને ઘણી દયા આવી. મેં પૂછ્યું:

  

"આપ ક્યાં જાઓ છો?"

"બનારસ" તેણે કહ્યું.

"ક્યાંથી આવો છો?"

"કલકત્તાથી."

"સાથમાં બીજું કોઇ નથી?"

"કોઇ નથી, ફક્ત એક વૃદ્ધ નોકર છે."

"બનારસ તો હજુ ઘણું દૂર છે અને બાળકીની તબીયત વધુ ખરાબ જણાય છે."

અને તે રડી પડી, બોલી–"બહેન! આવી વિપત્તિમાં કદી ફસાઇ નથી."

મેં આ બાળકને ગોદમાં લીધું, પછી પૂછ્યું—"આવી હાલતમાં આપ કલકત્તથી નીકળ્યા જ કેમ?"

તેણે કહ્યું–"નીકળતી વખતે તબીયત વધુ ખરાબ ન હતી. મેં ધારેલું–સાધારણ તાવ છે. બનારસ પહોંચતા સારૂં થઇ જશે. પરંતુ રસ્તામાં જ તબીયત વધુ લથડી ગઇ."

મને ઘણી દયા આવી. એક બાળકીની તબીયત આટલી સખત ખરાબ છે, બીજુ–નાનું બાળક ખોળામાં છે અને બિચારી પોતે... ગર્ભવતી."

મેં રોકીને પૂછ્યું–"તે ગર્ભવતી છે?"

રાગિણીએ ઘણા આશ્ચર્ય સહિત મારા તરફ જોઇને કહ્યું–"દાકતરી શું ધૂળ કરો છો? આટલું પણ જાણી શકતા નથી! પાંચ મહિનાનો ગર્ભ છે. અને......"

"કદાચ હશે! હું તો બાળકીને જોવા ગયો હતો. તેને જોવા થોડો જ ગયો હતો. ખેર! તું તારી વાત કહે."

મનમાં અત્યંત સંતુષ્ટ થઇ તે કહેવા લાગી—" આવી હાલત જોઇને મને ઘણી દયા આવી. સાથે કોઇ હતું પણ નહિ. ફકત એક વૃદ્ધ નોકર !"

મધુપુર આવવાને એક જ સ્ટેશનની વાર હતી.

મેં કહ્યું—" બહેન મારું સ્ટેશન તો આ આવ્યું. પરંતુ તમને આવી હાલતમાં છોડી જતાં મારો જીવ ચાલતો નથી. કહો હું શું કરૂ ?"

એક અસ્ફુટ શ્રાવણનો ધોધમાર પ્રવાહ તેના ગાલ પર થઇને વહેવા લાગ્યો. થોડી વાર બાદ તે બોલી—" હું શું કહું ? મારી અક્કલ તો કામ જ નથી કરતી "

એટલામાં મને આ વાત સુઝી આવી. " જો તમો મારૂં કહેવું માનો તો એક વાત કહું ?"

" શી ?"

" મારા પતિ મધુપુર હોસ્પિટલમાં સિવીલ સર્જન છે. જો તમો મધુપુર ઉતરો તો તેમની મદદ મળી શકશે."

" પરંતુ આ નાના બચ્ચાને લઇને હું કેવી રીતે હોસ્પિટલમાં રહી શકીશ ? અને પુરતો સામાન પણ મારી પાસે નથી." તેણે કહ્યું.

" હોસ્પિટલમાં રહેવાની જરૂર શી છે ? તમે મારે ઘેર રહેજો."

ત્યારે તે ઘણોજ સંકોચ પામી બોલી-" કદાચ તમારા ઘરના બધા નારાજ થશે તો ?"

" મારા ઘરમાં બીજું કોઇ નથી. ફક્ત હું અને મારા પતિ છીએ."

" અગર તમારા પિતજ જો બગડી બેસે કે આ શી બલા તું લાવી તો ?"

"મારા પતિ એવા નથી. અને સમજી લો બગડશે તો પણ હું મનાવી લઇશ. તમો મધુપુર ઉતરી જાઓ અને......"

હું પુલકિત થઇ ગયો. રાગિણીને હાથમાં જકડતાં પૂછ્યું—"તો શું આ જરૂરી છે કે જો હું બગડી બેસું તો તારે મને મનાવવો પડે ?"

આનો ઉત્તર આપવાને બદલે તેણે મારા તરફ અન્તર્ભેદિની દૃષ્ટિથી જોયું અને પોતાના હાથને મારા હાથમાંથી છોડાવતી બોલી—"તે છેક છેલ્લી ઘડી સુધી બહુ હિચકાતી હતી. પરંતુ બાળકીની તબીયત વધુ બગડતી જતી હતી. તે જોઇ તે આખરે રાજી થઇ. હું તો સમજતી હતી કે સ્ટેશન પર તમે જ કાર લઇને આવશો, પરંતુ ઉતરતાં સોફરને જોયો. તેને પૂછતાં માલમ પડયું કે તમો હોસ્પિટલમાં ગયા છો. પછી અહિંયા આવીને મેં તમને ખબર મોકલાવી ત્યારે......"

મેં વચમાં પૂછ્યું—"ખેર ! આ બધું તો પતી ગયું. પણ તેં તેને ન પૂછ્યું કે એ કોણ છે ? અને તેના ઘરમાં બીજા કોણ કોણ છે ?"

મને માલમ પડયું કે રાગિણીની છાતી ધડકી રહી છે. ગભરાતી અપરાધિની માફક તેણે કહ્યું—"હા...પૂછ્યું તો..."

"તો તેણે શું બતાવ્યું ?"

"તેના ઘરમાં એવું કોઇ માણસ નથી."

"કેવું માણસ ?"

"તે...તે...વેશ્યા છે."

રાગિણી સમજી મને સાંભળી બહુ આશ્ચર્ય થશે. તે ડરી રહી હતી કે કદાચ હું બગડી બેસીશ. પણ મેં કંઇ ઉત્તર ન આપ્યો. બાળકને ખોળામાં લઇ રમાડવા લાગ્યો.

મારા ખોળામાં માથું મૂકી રાગિણીએ કહ્યું-"આ અપરાધને માટે જે કંઈ દંડ ફરમાવશો તે ખુશીથી સહન કરી લઈશ."

મેં તેના વાળની એક રેશમી લટ અંગુલીમાં લપેટતાં કહ્યું- "દંડ કેવો? તેં તો ઈનામ મેળવવા લાયક કામ કર્યું છે."

મૂક દૃષ્ટિથી તે મારા તરફ જોવા લાગી. બાળકને રમાડતાં મેં કહ્યું-"અને તેના બે કારણો છે."

"કયા?"

"એક તો એ કે તેં જે કર્યું એ તારું કર્ત્તવ્ય હતું. ન કરવાથી તું અપરાધી થાત. અને બીજું એ કે..."

"બીજું કયું?"

તેની તરફ જોઈ બાળકને ચુમતાં હસીને કહ્યું-"બીજું એ કે તે મારી પરિચિતા છે."

જાણે રાગિણીને સાપ કરડયો હોય તેમ બોલી ઉઠી-"મજાક ઉડાવી રહ્યા છો?"

"ના, બિલકુલ ખરી હકીકત છે."

"મારા સમ."

"હું સોગન ખાતો જ નથી."

"ત્યારે મને ચીડવવા કહો છો?"

"તું તેનું નામ જાણે છે?" મેં પૂછયું.

"ના."

"જો તું કહે તો તને તેનું નામ બતાવું."

"બતાવો."

"તેનું નામ છે 'જ્યોત્સ્ના'. ખોટું લાગતું હોય તો જા પૂછી આવ."

તે આલોચનાત્મક દૃષ્ટિથી એક વાર મને જોઈ બાળકને લઈ અદૃશ્ય થઈ ગઈ.

થોડી વાર પછી તે પાછી ફરી અને હસતાં બોલી—"પરંતુ તમે તો ભારે અસત્યવાદી છો !"

"શું તેનું નામ 'જ્યોત્સ્ના' નથી ?" મેં પૂછ્યુ.

"ના. એ તો ઠીક છે. પણ તમે તો કહેતા હતા કે તમે તો બાળકીને જોવા ગયા હતા તે આ બધું જૂઠું ને ? તમે એને જોઈ જ નથી તો ઓળખી કેવી રીતે ?"

"આમાં શું જૂઠું છે ? મેં તેને જોઇ છે, પરંતુ એકી નજરે થોડી જ."

તે વાત કાપતાં બોલી–"હા–હા, એકી નજરે તો ન જોઇ; પરંતુ જરાશા પલકારામાં સાત વર્ષનો પુરાણો પ્રેમ ઉમટી આવ્યો એ શું...?"

મેં રોકતાં પૂછ્યું–"સાત વર્ષની વાત છે એ તેં કેવી રીતે જાણ્યું ?"

"તમે પોતાને દુનિયામાં ચતુર સમજો છો; પરંતુ તે પણ તમને ઓળખી ગઇ છે."

"ખરે જ." મેં આશ્ચર્ય પામતાં પૂછ્યું.

"નહિ તો બીજુ શું ? જેવી તે તમારી પહેલી છે તેવા તમે પણ તેના પહેલા છો."

"કહેવાનું તાત્પર્ય ?"

"પહેલી ઓળખ તેણે તમારી કરી હતી, ત્યારે તો તમારી તસ્વીર તેના હૃદયમાં એવી જડાઇ ગઈ કે એક પલકમાં તે તમને પિછાણી ગઈ."

"પણ તેને ખબર તો નથી ને કે હું તેને ઓળખી ગયો છું?" મેં પૂછ્યું.

"જાણતી ન હતી પણ મેં બતાવી દીધું."

"આ તો તેં ભારે ગુનો કર્યો?" મેં બનાવટી રોષ કરતાં કહ્યું.

તે બોલી—"ધન્યવાદ આપવાને બદલે ગુસ્સો બતાવી રહ્યા છો. મેં તો તમારું મોટું કામ કર્યું છે?"

"કયું કામ કર્યું છે?"

"તે તો આપના હૃદયને જ પૂછો." કહી હસતી તે ચાલી ગઈ.

રાત્રે રાગિણીએ પોતાનો સૂવાનો પ્રબંધ તે ઓરડામાં કર્યો હતો. બાળકો મારી સાથે સૂઈ રહ્યા. હું દિવસભરનો થાકેલો હોવાથી જલદી નિદ્રાધીન થઈ ગયો. લગભગ રાત્રે બાર વાગે રાગિણીએ આવી મને જગાડયો ને બોલી–"જરા આવી તેને જોઈ જાવ તો?"

"કાં, કેમ છે?" મેં અચકાતાં પૂછ્યું.

"એમનું એમ જ છે. પરંતુ બેચેની કંઈક વધી પડી છે."

મેં આવી જોયું. બાળકીને ગોદમાં લઈને તે પલંગ પર બેઠી હતી. મને જોઈને તેણે માથાનો પાલવ ઠીક કર્યો, અને નીચે ઉતરવા લાગી.

મેં કહ્યું-"નહિ, નહિ. બેસી રહો. હું તપાસી લઈશ."

મેં જોયું તો બાળકીને ડિલીરીયમ થઈ રહ્યો હતો. તાવનો વેગ વધી ગયો હતો. કફ પણ જકડાઈ ગયો હતો. જોરથી હાંફી રહી હતી.

મેં પૂછ્યું—"દવા કેટલા ટાઈમ આપી."

"ચાર વખત." ધીમે સ્વરે તે બોલી.

"અને લેપ?"

" તે પણ લગાડયો છે. "

મેં જરા રોકાઈને કહ્યું–" Complication વધી રહ્યું છે. સિવિલ સર્જનને બોલાવવાનો મારો વિચાર છે. "

" અત્યારે ?" રાગિણીએ પૂછયું.

" હા અત્યારે જ. હું પોતે જઈને બોલાવી લાવું છું. "

" કંઇ વાંધા જેવું તો નથી ને ?" તેણે દિવસમાં પહેલા એક વખત પૂછાએલો પ્રશ્ન ફરી પૂછયો.

તેના નેત્રોમાં તેના હૃદયનું કંપન ઉભરાતું હતું–સ્વરમાંય કંપન ભરપૂર હતું.

જે માનું હૃદય-જોઈને પણ ન સમજી શકે અને જાણી બુઝીને સમજવા પણ માંગતો ન હોય તેને હું શું સમજાવું અને કેવી રીતે સમજાવું ?

મેં કહ્યું–" આપ ગભરાશો નહિ. મારાથી બનશે ત્યાં સુધી બધું ય કરી છૂટીશ. બાકી ફળ તો ઈશ્વરને આધીન છે. "

મારી–તેની આંખો ચાર થઈ. જે ઉપમા સાત વર્ષ પહેલાં મેં નહોતી કબુલ રાખી તે આજે કબુલી–' ચકિત હરિણી પ્રેક્ષણા '

રાગિણીએ કહ્યું–" સિવિલ સર્જનને બોલાવા શોફરને મોકલો તો ?"

" ના મારે જ જવું પડશે. " કહી હું બહાર ચાલ્યો ગયો.

સિવિલ સર્જનને લઈ હું અર્ધા કલાકમાં પાછો ફર્યો.

તેમણે તેને સારી રીતે તપાસી, પછી પૂછયું–" કયું મિકશ્ચર આપ્યું હતું. "

મેં મિકશ્ચર બતાવ્યું.

તેમણે કહ્યું–" આજ દવા હું પણ આપત. હશે ! લાવ એક દવા વધુ ઉમેરૂ ! "

મેં શોફરને હોસ્પિટલમાં દવા લેવા મોકલ્યો.

તેમણે તેને એક વાર ફરી તપાસી મને પૂછ્યું–"આ બાળકી આપની શી સગી થાય?"

મારા મોંમાથી નીકળી પડયું–"બેનની પુત્રી ભાણેજી." અને પછી હું સંકુચિત જેવો થઇ ગયો.

રાગિણીએ આશ્ચર્ય પામતાં મારા તરફ જોયું. તે પણ સંકોચ પામી હતી.

સિવિલ સર્જને પૂછ્યું–"પિતા છે?"

"જી હા."

"તેમને ખબર મોકલાવી?"

"જી હા."

"સારૂં કર્યું."

શોફર દવા લઇ આવ્યો. પોતાના હાથે જ સિવિલ સર્જને દવા પીવડાવી. દવા અર્ધીથી વધારે હાંફની આંચકીથી ઢોળાઇ ગઇ.

બહાર આવ્યા બાદ મેં તેમને પૂછ્યું–"આપને શું લાગે છે?"

જરા કંપતા સ્વરે કહ્યું–"મને તો આશા નથી, જેવી ઇશ્વરની મરજી..."

ત્યાં સુધીમાં રાગિણી આવી ગઇ. તેણે પણ પૂછ્યું—"હાલત કેવી છે?"

"આજની રાત સારી રીતે કાઢે તો તો ડર જેવું કંઇ નથી."

ત્યારબાદ રાતભર અમો જાગતા બેસી રહ્યા. હાલત ઉત્તરોત્તર વધુ બગડતી ગઇ. મેં બીજું ઇંજેકશન આપ્યું. છતાં કંઈ ફાયદો જણાયો નહિ.

અને સવારે પાંચ વાગે પ્રાણ–દિપક બુઝાઇ ગયો.

રાગિણી રડી પડી. મારી આંખો પણ ભીની થઇ ગઇ. પરંતુ તેની આંખોમાં આંસુ ન હતા. ફક્ત તેને ગોદમાં લઇ પહેલાંની માફક સ્તબ્ધ બેસી રહી.

ન તો તેની આંખોમાં આંસુ હતા કે નહતો ચહેરા પર કોઇ ભાવ. દૃષ્ટિ શૂન્ય જેવી થઇ ગઇ હતી. એમ લાગતું હતું જાણે અનુભૂતિ, ચેતના કંઇ રહ્યાજ નથી.

અંતે શબને લઇ જવાની તૈયારી થઇ ત્યારે જાણે તેને ભાન આવ્યું હોય તેમ તેને બાઝી પડી. કોઇ પણ રીતે છોડવાને તૈયાર ન હતી. અને આખરે જ્યારે બળજબરીથી શબ ઉપાડયું ત્યારે એક જોરથી ચીસ પાડી બેહોશ થઇ ગઇ.

પંદર દિવસ સુધી તે બિમાર રહી. એક તો આવો આઘાત અને બીજી ગર્ભવતી. જણાયું ઉન્માદિની થઇ ગઇ છે. રાગિણીએ પ્રાણથી પણ અધીક તેની સુશ્રુષા કરી. જેટલી સગી બેનની પણ ન કરી હોત.

ત્યાં સુધીમાં બનારસથી તેનો ભાઇ પણ આવી ગયો. સારુ થતાં તેણે ઘેર જવાની રજા માંગી. ઘણી વિનંતી છતાં રાગિણીએ રજા ન આપી.

છેલ્લા દિવસે રાગિણીને કહ્યું—" બહેન, આ કલંક તો વિધાતાએ મારા કપાળ પર લગાવ્યું છે. જો તમે બળજબરીથી ન ઉતારી હોત તો ન થાત..."

પૂરના પાણી રોકયા રોકાયા નહિ. આંખો પર થઇ છાતી પર તૂટી પડયા. શાંત પડયા પછી પાણી પી તેણે કહ્યું—" ઇશ્વરની ગતિ કોણ રોકી શકે એમ છે? પરંતુ બેન, તમે જે મારા માટે

કર્યું તે શું આ દુનિયામાં કયાંય મળી શકે એમ છે? હું પાપિણી તમને શો આશિર્વાદ આપું. પરંતુ છતાં પણ..."

તેનો કંઠ રુંધાઇ ગયો. રાગિણીએ વાત પલટી નાંખી.

જતી વખતે રાગિણીએ તેને કપડાં આપવા માંડયા. તેનો તેણે ચોકખો ઇન્કાર કર્યો. પરંતુ રાગિણી ન માની. બોલી–"વાહ, તમે તો મારી નાની નણંદ છો, કેમ નહિ લો?" અંતે તેને લેવા પડયા.

રાગિણી તેને સ્ટેશન સુધી વળાવવા ગઇ. જતી વખતે તેણે કહ્યું–"બહેન, જીવનમાં ફરી કોઇ વખત મુલાકાત થશે યા નહિ; કોણ જાણે? છતાં પણ પાપિની સમજી મને ભૂલી ન જશો"

બન્નેની આંખો ભરાઇ ગઇ, ટ્રેન ચાલતી પકડી. ઘેર મને ચૂપ-ચાપ બેઠેલો જોઇ રાગિણીએ પૂછ્યું–" શો વિચાર કરો છો?"

મેં કહ્યું:–"સાત વર્ષ પહેલા જુવાનીના વસંતમાં જેને જોઇ ઘૃણાથી મોં ફેરવી લીધું હતું તેને આજે શિયાળાના સમયમાં જોઇ શ્રદ્ધા ઉમટી આવી; કેવી આશ્ચર્યની વાત?"

"તે તો હતી તેની તેજ છે."

"હા, પરંતુ તે દિવસે તેનું અસફળ સ્ત્રીત્વ જોયું હતું. તેથી ઘૃણા ઉપજી હતી. અને આજે તેનું સફળ માતૃત્વ જોયું તેથી શ્રદ્ધાથી માથું નમી પડયું."

× × ×

થોડા દિવસ બાદ મારી બદલી મધુપુરથી દેવઘર થઇ. મુજફર પુરમાં મારા એક ફુઆના દિકરા ભાઇ વકીલ હતા, હાલમાં રાય બહાદુરની તેમને ઉપાધી મળેલી છે. મુજફરપુર પ્રાંતના કમીશ્નરની બદલી પટણા થઇ હતી. તેમના માનમાં કેરવેલ પાર્ટી હતી. મને પણ આમંત્રણ હતું.

પહેલા તો મેં ઇન્કાર કર્યો. હોસ્પિટલનો બધો આધાર; મારી પ્રેકટીશ અને બીજી વાત–આવા જલસા ઊપર મને ઘૃણાનો ભાવ હતો. તે ઊપરાંત એ મહીનામાં રાગિણી ફરી માતા થવાની હતી. તેની દેખરેખ સંભાળ પણ રાખવાની હતી. પરંતુ ભાઇ સાહેબ ન માન્યા. અંતે તેનું માન રાખવાને માટે રાગિણીના દબાણથી મારે જવું પડયું.

અહીંયા અપૂર્વ તૈયારીઓ હતી. મુંબઇથી એક ફ્રેન્ચ જાદુગર બોલાવ્યો હતો. અને ઉત્તર તથા દક્ષિણ ભારતના સંગીત અને નૃત્યના પ્રદર્શનનો પણ પ્રબંધ હતો.

જલશો શરૂ થયો. બધા ઉત્સુક વદને બેઠા હતા. પહેલા જાદુગર સાહેબે પોતાના ખેલો બતાવ્યા. ત્યારબાદ સંગીતનો વારો આવ્યો, અંતે નૃત્યનો પ્રોગ્રામ ચાલુ થયો.

પહેલું દક્ષિણનું કથાકાલી નૃત્ય થયું, ત્યારબાદ બંગાળના ટાગોર સ્કુલ ઓફ આર્ટનું તાંડવ નૃત્ય અને અંતે મધ્ય ભારતના કથક નૃત્યનો વારો આવ્યો.

ખાદીનું કુરતું અને લાલ ટોપી પહેરી આંખોમાં સુરમો અને વાળમાં ખીજાબ લગાવી બુઢ્ઢા ઉસ્તાદજીએ તબલા ઉપર થાપ મારી ફરમાવ્યું–તતતત ધાધ્ તક ધાધ્ ધા ધુમકિટ તક ધુમકિટ ધા ધુમકિટ તક ધુમકિટ ધિત્તા ધંગ......અને ધંગ કહેતાં જ સામેનો મખમલનો પડદો હટી ગયો અને ઘુઘરીઓના ઝણકાર પર ચઢીને જાણે વીજળી આવી એકાએક ચમકી ગઇ.

ઇલેકટ્રીકનો પ્રકાશ તેના વસ્ત્રો પરની સુવર્ણ ટપકીઓ સાથે અથડાઇ જાણે ચૂર્ણ વિચૂર્ણ થઇ વિખરાઇ ગયો. સારંગીઓની નિરાકાર વેદના–સંગીત તેની આંગળીઓ પર ચઢી જાણે સાકાર

બની ગઇ...અને પછી આંખો મેળવી મેં આશ્ચર્યથી જોયું...અરે... આતો એજ છે !

ત્યાં બેઠેલા બધા મંત્રમુગ્ધ થઇ ગયા હતા. જમાનો ચારસો વરસ પાછો ઠેલાઇ ગયો. મોગલ દરબારનું મુશ્કે અંબર અને હુદેદીની હાજરી વાળું વાતાવરણ ફરીથી પાછું ફેલાઇ ગયું. વર્તમાન પર અંધાર પછેડો પથરાઇ ગયો.

અને એટલામાં જ તેની નજર એકાએક મારા પર પડી. મેં જલદી મોં ફેરવી લીધું; પરંતુ તે મને જોઇ ગઇ.

તે મને જોઇ એક વખત કંપી ઊઠી અને ફરી સંગીતનો અંતીમ–ઉચ્છ્વાસ ફેલાવી અને તેને ફેલાવેલો જ છોડી વીજળીની ભ્રાંતિથી જતી રહી.

'વન્સમોર' 'વન્સમોર' ના અવાજ થવા લાગ્યા; કરતલ ધ્વનિ થયો. પરંતુ તે પાછી ન ફરી. કમીશ્નર સાહેબના પત્નીએ ફરી બોલાવવા આગ્રહ કર્યો. મારા ભાઇ સાહેબ દોડતા પડદાની અંદર ગયા, પણ તે ન આવી તે ન જ આવી. આખરે બહાનું કાઢવું પડયું કે તેનો પગ મચકોડાઇ ગયો છે.

તે રાત્રે મારે દેવધર પાછા ફરવું હતું. હું કપડાં ગોઠવી રહ્યો હતો, ત્યાંતો વૃદ્ધ ઉત્સાદજીએ ઓરડામાં પ્રવેશ કરી મને સલામ કરી બોલ્યો–" બાઇએ આપને બોલાવ્યા છે. "

" મને ? શા માટે ? "

" ખબર નથી. છતાં પણ કહાવ્યું છે કે જતા પહેલા મુલાકાત જરૂર લે. "

મને ઘૃણા ઉપજી હતી, વેશ્યા ભલે ગમે તેવી હોય; છતાં પણ વેશ્યા જ છે. અને વળી બીજો ડર પણ હતો. કદાચ કોઇ જોઇ જાય તો નકામી બદનામી થાય

મનમાં થયું: ચોક્ખો ઈનકાર કરું. છતાં કુતૂહલ ઉપજ્યું. પૂછ્યું–"ક્યાં ઉતર્યા છે."

"હજુર, પેલા ખુણાવાળા બાગમાં. અત્યારે ત્યાં એકદમ નિરવતા છે."

મેં જરા વિચારી કહ્યું "સારું, ચાલો હું આવું છું" વૃદ્ધ સલામ કરી ચાલવા માંડયું.

ધુમસ વરસી રહ્યો હતો. ઓવરકોટ પહેરી ત્યાં ગયો. દરવાજો વાસેલો હતો. અંદર રોશની ચાલુ હતી. મેં ધીરેથી બારણું ખોલ્યું અને અંદર દાખલ થયો. તે સ્ટવ પર દૂધ ગરમ કરી રહી હતી. મને જોઈ માથાનો પાલવ સંમો કરી ઊભી થઈ મને પ્રણામ કરી બિછાનું બિછાવી આપ્યું. તેને સફેદ સાડી પહેરી હતી, અને હાથમાં કાચની બબ્બે ચૂડીઓ હું કંઈ બોલી ન શક્યો એટલે તેણે પૂછ્યું–"ભાભી મઝામાં તો છે ને?"

"હા."

"અને બાળકો?"

"બધા."

"ભાભીનો એક પત્ર આવ્યો હતો. તેમાં તેમને લખ્યું હતું કે આ તેમનો સાતમો મહીનો છે. તો...તો...શું મને બોલાવવાનો ઈરાદો નથી?"

"જ્યારે આવવું હોય ત્યારે આવી શકો છો."

"પણ વિના બોલાવ્યે કેવી રીતે આવું?"

"તેની તરફથી હું તમને કહું છું, જ્યારે આવવું હોય ત્યારે આવો."

"આતો બરજબરીનું નિમંત્રણ થયું." કહી હસીને એક કુસુમ સમુ બાળક તેને મારી ગોદમાં મૂક્યું

મેં અને બાળકોના હાથમાં પાંચ પાંચ રૂપિયા મૂક્યા. કમન હોવા છતાં પણ તેને મને બે કપ દૂધ પીવડાવ્યું, અંતે હું જવાની તૈયારી કરતો ઊઠ્યો.

તેણે મારા પગની રજ માથે ચઢાવી કહ્યું–"ભાઇ! મને જરૂર બોલાવજો, ભૂલી તો નહિ જાવને?"

"ના, ભૂલીશ કેવી રીતે? અને ફરી રાગિણી તને કેમ કરીને ભૂલશે?"

તેની આંખમાં આંસુ ભરાઇ આવ્યા. હોઠ કંપી ઊઠ્યા. ફક્ત એટલુંજ બોલી શકી. "ભાઇ! હું કલંકિની છું; છતાં પણ...છતાં પણ સ્ત્રી છું. અને......અને......" અને ત્યાર બાદ તેનું ગળું ભરાઇ ગયું.

હું ઉત્તર ન આપી શક્યો. તેને એક વાર ફરી જોઇ મસ્તક નમાવી બહાર ચાલી નીકળ્યો.

બહાર આવી મેં જોયું તો તે ઝરૂખાના કઠેરા પર હાથ રાખી ગોદમાં બાળક લઇ પાષાણ પ્રતિમાશી ઊભી હતી. ત્યારબાદ ધુમ-શના આવરણથી તે ધવલ મૂર્તિ ઢંકાઇ ગઇ.

અને પછી? અંત્રક્ષમાંથી હવાની સનસનાટી પર ચઢી એક મૂક વેદના અથડાતી ફરી રહી હતી--છતાં પણ...છતાં પણ...છતાં પણ......

કમલાકાંત વર્મા.

# કુમુદ

: ૧ :

એ છે પતિતા.

જીવનની ક્ષણિક ભૂલથાપને લીધે નહિ, પણ વિધાતાના વિધાનને લીધે તે પતિતા છે.

જેમ પંકની અંદર પંકજ જન્મે તેમ કુમુદનો જન્મ થયો હતો.

× × ×

સંધ્યા ટાણે દિવાના પ્રગટતાં પહેલાં જ, રસ્તા પર ઝરુખામાં કુમુદ પોતાના રૂપનો દીવડો ચેતવીને બેસી રહેતી. તે વખતે તેના પ્રાણ થરથર કંપતા અને મોં હસતું.

ત્યાંથી જતા આવતા લોકોએ 'ઉર્ધ્વમુખ'નું વ્રત લીધું હોય તેમ સૌની આંખો એની ઉપર છે. એ નિષ્ઠુર, ઘૃણિત, ભૂખી દૃષ્ટિમાં કુમુદને જગતની નારી જાતિ તરફ તિરસ્કાર ફૂટી નીકળતો દેખાતો.

એ રસ્તે ગાડીઓ જાય છે. ટ્રામો આવે છે અને મોટરોના ભૂંગળાના અવાજ સંભળાય છે. કોઇ કોઇ ગાડીના પડદા પડેલા હોય છે. પણ પડદાની આડમાંથી કુળવધૂઓની કુતૂહલભરી દૃષ્ટિ

બહારના પ્રકાશ તરફ ઠરી રહેલી કુમુદને જણાતી. અને પ્રકાશ તરફથી એ દ્રષ્ટિ ધીમે ધીમે ખસતાં ખસતાં કુમુદ તરફ જતી; અને તેમની દ્રષ્ટિ જોઇ કુમુદ ચમકી ઉઠતી—જાણે એ પવિત્ર કુળવધૂઓના પવિત્ર નયનોની નિર્મળ દ્રષ્ટિ અંગારની માફક એના સમસ્ત દેહ તથા મનને દઝાડતી હોય એવું તેને લાગતું. વ્યથિત હ્રદયે કુમુદ ઝરુખાના કઠેરા પર માથુ ટેકવી ભગ્ન હ્રદયે બેસી રહેતી. તે વખતે દેહની અંદર રહેલો તેનો નારી–પ્રાણ રડી ઉઠતો: “કુમુદ! આ તારા રુપનો દીવડો ઓલવી નાંખ. અરે! હાડ ચામનું બંધન તોડી નાંખ.”

: ૨ :

એક દિવસ ઝરુખામાં બેસી કુમુદ આતુર નયને નિહાળી રહી હતી. એવામાં તેના મકાન આગળ એક માનવી ટ્રામમાંથી ઉતરવા જતાં રસ્તા પર પડી ગયો. ટ્રામમાંના બધા માણસો કકળી ઉઠ્યા. પણ કંઈ દરકાર ન કરતાં ડ્રાઇવરે ટ્રામ રોકયા વગર હંકારી મૂકી.

ફુટપાથ પર માથુ પછાડવાથી વૃદ્ધ બેભાન બની ગયો હતો. અને તેની આજુબાજુ ધીમે ધીમે લોકો ભેગા થવા લાગ્યા.

કોઇ બોલ્યું: “અરે! માથામાંથી લોહી નીકળે છે.”

બીજો બોલ્યો: “બિચારો મરી તો નથી ગયો ને?”

વળી ત્રીજો બોલ્યો: “મરી તો નથી ગયો; પરંતુ મરતાં કેટલી વાર! ચાલો, હમણાં પોલીસ આવી પહોંચશે તો વળી પંચકયાસમાં ઊભા રહેવું પડશે.”

કઠેરાપરથી નીચી વળી કુમુદ દુ:ખી નયને આ બધું જોઇ રહી હતી. બધા ભેગા થઈ બૂમાબૂમ કરે છે, પણ પડેલાની સારવાર કરવાનું કોઇને સૂઝતું નથી.

કુમુદ વધુ રાહ જોઈ ન શકી. તે એકદમ નીચે ઉતરી આવી.

ભીડને ભેદતી તે અંદર ગઇ.

બેભાન ડોસાની સામે જોઇ તે બોલી–" તમે દયા કરી આને મારા ઘરમાં લેવડાવશો ?

બે ચાર માણસ દોડી આવ્યા.

ભીડમાંથી કોઈએ કટાક્ષ કર્યો: " ડોસો આનો શો સગો હશે ?"

બીજા કોઈએ આનો ઉત્તર આપ્યો: " મૂર્ખ ! એટલું ય સમજાતું નથી ?" તેણે અર્થપૂર્ણ આંખનો એક ઇસારો કર્યો.

લગભગ બધાય હસી પડયા.

કુમુદને કશાયની પરવા નહતી. એ તો આંખ નીચી ઢાળી જમીન તરફ એકી ટસે નિહાળી રહી હતી.

ચાર માણસોએ બેભાનને ઉંચકી લીધો. હજુય તેના માથા-માંથી લોહી નીકળે છે. માથું એક તરફ નમી ગયેલું છે. હાથ પરવશ બની બે તરફ ઝૂલે છે. ધીમેથી કુમુદે તેના બંને હાથ બરાબર છાતી પર ગોઠવ્યા.

પાછળથી કોઇ અસભ્ય બોલી ઊઠયો: " મનગમતી આવી સેવા કરનારી મળતી હોય તો ભાઇ ! હું દિવસમાં સેંકડો વાર ગાડીમાંથી પડી જવા તૈયાર છું !"

: ૩ :

વૃદ્ધ હજી બેભાન અવસ્થામાં પડયો છે.

કુમુદ ભૂખ તરસને વીસરી એની સારવારમાં રોકાઇ ગઇ છે.

તેણે પોતાની સાડી ફાડી એના ઘા ઉપર પાટો બાંધી એની પથારી પાસે પંખો નાંખતી બેસી રહી છે.

પડોશમાં રહેતા કોઈ ડૉકટરને તેણે બોલાવ્યો હતો.

સવારનું સ્થાન સાંજે લીધું. પણ ડોસાએ નેત્રો ન ખોલ્યાં. કુમુદ ચિંતામાં ગરકાવ થઈ ગઈ.

વૃદ્ધાના શરીર પર હાથ મૂકતાં જણાયું: એનું શરીર તાવથી ધીકી રહ્યું હતું. ડરના માર્યા કુમુદે તરત જાણીતા ડૉકટરને બોલાવવા નોકર મોકલ્યો.

ડૉકટર આવ્યો. જુવાન હતો—તાજેતરમાં જ વિલાયતથી આવ્યો હતો.

તપાસ કર્યા બાદ ડૉકટરે કહ્યું: "જખમ જરા ઉંડો છે."

કુમુદ ગભરાઈને બોલી: "શું થશે?"

"સારવારની ખાસ જરૂર છે."

વૃદ્ધના માથે પાટો બાંધી ડૉકટર મીક્શ્ચર લખી ઊભા થયા.

કુમુદે ડૉકટરના હાથમાં વિઝિટ ફીના રૂપિયા મૂકયા. મુંગો બોલ્યા વગર આંગળી વડે રૂપિયા ગણી ડૉકટરે કુમુદ સામે જોઈ પૂછ્યું: "આ તમારા શા સગા થાય?

શો જવાબ દેવો તેનો કુમુદ વિચાર કરતી હતી. તે કંઈ બોલે તે પહેલાં ડૉકટર બોલ્યો: "એ તમારા......"

ડૉકટરના મોંમાંથી પૂરું વાકય નીકળતાં પહેલાં જ તેના કહેવાનો આશય સમજી જઈ કુમુદે તેને બોલતાં રોકી માથું જોરથી હલાવી બોલી ઊઠી—"ના, ના ના."

"તો?"

કુમુદે આમતેમ કહી સમજાવી નાખ્યો.

થોડી પળ ડૉકટરે વિચારી કહ્યું: "તમે એક કામ કરો. એમને કાલે સવારે જ હોસ્પિટલમાં મોકલી આપો. ત્યાં સારવાર સારી થશે;

અને ઓચિંતું કંઇ પણ થશે તો તેની જોખમદારી તમારે શિર નહિ રહે."

બારણા પાસે એક પ્રૌઢા રમણી ઊભી ઊભી ડોક્ટરનું કહેવું સાંભળી રહી હતી. હવે તેણે અંદર આવી કહ્યું: "ડોક્ટર સાહેબ, મારું કહેવું પણ એમજ છે. જુવાને, આ નવી પીડા ઊભી કરી છે! એની તો મતિજ ફરી ગઇ છે. મારી વાત તો સાંભળતીજ નથી. આપ જેવાઓની મહેરબાનીથી જેમ તેમ બે પૈસા કમાઇએ છીએ તે આવી રીતે જેમ આવે તેમ વેડફી નાખે એ આપણને કેમ પોષાય? આ બધું તને શોભે છે? હવે તો તું..."

કંઇપણ પ્રત્યુત્તરની આશા રાખ્યા વગર પોતાના મનથી તડ ને ફડ બોલે જતી હતી; પણ કુમુદ અધીરી બની બોલી ઊઠી—"મા, તુ બસ કર!"

"શા માટે બંધ કરું? કંઇ કારણ? હું બોલવાની..."

"હવે જો બોલી છે તો, આ ઘડો લઇ—" કહી કુમુદે પાણીનો ઘડો બતાવ્યો.

કુમુદની મા બીને ત્યાંથી જતી રહી. નીચે જઇને અકથ્ય શબ્દોમાં છોકરીને ગાળો ભાંડવા લાગી

એ તરફ ધ્યાન આપ્યા વગર કુમુદે ડોક્ટરને પૂછ્યું: "તેઓ ક્યારે ભાનમાં આવશે?"

પ્રૌઢાની વર્તણુંક જોઇ ડોક્ટર સ્તબ્ધ થઇ ગયો હતો. કુમુદના સવાલે તેની સ્તબ્ધતાનો ભંગ કર્યો. બોલ્યો: "બનતાં સુધી આજ રાતેજ ભાનમાં આવવા જોઇએ, પણ કંઇ નક્કી ન કહી શકાય."

પછી થેરોસ્કોપ, બેટરી વગેરે બેગમાં ભરતાં કહ્યું:—"તો, હું જાઉં છું."

જવાબમાં કુમુદે નમસ્કાર કર્યા.

જતાં જતાં એકાએક થંભી જઈ ડોકટરે કહ્યું: "જુઓ. આ ફીના રૂપિયા પાછા લો."

કુમુદે નવાઈ પામી પૂછ્યું: "કેમ ?"

ડોકટરે સ્નિગ્ધ નેત્રે કુમુદની વિસ્મયભરી આંખો સામે જોઇ કહ્યું: "નહિ !"

કુમુદે ગુસ્સાથી કહ્યું: "નહિ લેવાનું કંઈ કારણ ?"

કુમુદના હૃદયનો ભાવ સમજી ડોકટર ધીમું હસ્યો. પછી રૂપિયા પથારીમાં ફેંકી ધબધબ કરતો નીચે ઉતરી ચાલ્યો ગયો.

કુમુદ સ્તબ્ધ થઈ ગઇ.

કુમુદ એકાદ ઘડી નીચા વદને ઉભી રહી. પછી મનમાં અકથ્ય દર્દમય સ્વરે બોલી: "મૂર્ખ રાંડ હું, એવા તે શા કરમ લઈને ધરતી પર આવી છું કે મને જોઇ સાધુનેય સંદેહ થાય !"

: ૪ :

**પરોઢિયે** વૃદ્ધને ભાન આવ્યું.

પડખું ફરતાં ધીમા અવાજે તેણે કહ્યું: "છાતીમાં લાય બળે છે—પાણી !"

આખી રાતનો ઉજાગરો હોઈ અત્યારે કુમુદને ઝોકું આવ્યું હતું. અવાજ સાંભળી તે જાગી ઉઠી. એકદમ કૂંજામાંથી પાણી કાઢી તેણે વૃદ્ધને પાયું.

પાણી પી વૃદ્ધે આરામ લીધો. ભાવ ભીના હૃદયે કુમુદ પોતાનો ઠંડો હાથ તેના તપેલા કપાળ પર ફેરવવા લાગી.

"ઓહ ! છાતીમાં લાય બળે છે, છાતીમાં લાય બળે છે !"

તરત કુમુદે તેની છાતી પર હાથ ફેરવવા માંડયો. વૃદ્ધે 'હાશ!' કહી આંખો મીંચી.

થોડી વાર પછી તેને તરસ લાગી. કુમુદે ફરી પાણી પાયું.

વૃદ્ધ થોડી વાર તેની સામે નિહાળી રહ્યો, પછી મૂઢની જેમ બોલી ઉઠયો: "કોણ? સુધા!"

કુમુદ બોલી: "ના."

વૃદ્ધ આંખો મીંચી બોલ્યો: "પરોઢિયું થવા આવ્યું છે, જા જરા સૂઇ જા બેટા!"

'બેટા!' કેવા સુંદર શબ્દ! મધુર સ્વર! કુમુદનું હૃદય આનંદે નાચી ઉઠ્યું. તે ખાટલા પર માથું ટેકવી પોતાના મનમાં તે સ્વરનું ગુંજન કરવા લાગી.

તેને લાગ્યું-જાણે પોતે આ વૃદ્ધનીજ દીકરી છે! પિતાને તેણે કદી જોયા ન હતા. તેમજ તેમના વિષે કંઇ પણ સાંભળ્યું ન હતું. આજે તેના નારી-પ્રાણમાં અવર્ણીય આનંદનો સંચય થઇ રહ્યો હતો.

એકાએક બારણું ખખડયું.

કોઇએ બૂમ પાડી: "કુમુદ!"

એક તાનમાં ડુબેલી કુમુદના સાંભળવામાં એ બૂમ ન આવી. હજી તેના મગજમાં 'બેટા' સ્વરનું ગુંજન થઇ રહ્યું હતું.

"કુમુદ!-એ મારી કુમુદ કળી!"

કુમુદ ન બોલી.

"કુમુદ! સાંભળતી નથી?" તરતજ આગંતુકે જાડા સ્વરે ગાયન શરૂ કરી દીધું. એ તે ગાયન કે રાગડા!

કુમુદને ખૂબ બીક લાગી-કદાચ વૃદ્ધ સાંભળી જશે તો!

વળી અવાજ: 'એ કુમુદ-એ કુમુદ' અને તેની સાથેજ

બારણું ઉઘડી ગયું. ધીમા પણ તીખા અવાજે કુમુદે બહાર આવી કહ્યું: "ફરી જો મારા નામની બૂમ પાડી છે તો યાદ રાખજે આ ધોકે ને ધોકે તારું માથું ભાંગી નાંખીશ—નીકળ અહિંથી."

બારણું જેમ એકદમ ઉઘડયું હતું તેમ પાછું એકદમ બંધ થઈ ગયું.

: ૫ :

**બીજા** દિવસનો સાયંકાળ.

કુમુદ બારી પાસે એકલી ઊભી છે.

સવારે વૃદ્ધનો તાવ વધી જવાથી અને તેમજ તેને તેનો બીજો કંઈ ઈલાજ ન સૂઝવાથી ડરના માર્યા એને દવાખાનામાં મોકલી દીધો હતો.

તેને પોતાના જીવનની મલિનતા હંમેશાં ગભરાવી મૂકતી. આ મલિનતામાં તેના હાથે એક શુભ કામ થયું છે એ વિચાર આવતાં તેનું હ્રદય હર્ષથી ઉભરાતું હતું.

અને તેના હ્રદયમાં કોણ જાણે શાથી ય એ વૃદ્ધને માટે ભાવ જન્મ્યો હતો! હજીયે એનું દુ:ખી મોં તેના નેત્રો આગળ તરવરતું હતું.

નોકર મારફતે દિવસમાં ચાર—પાંચ વખત કુમુદ તેના ખબર મંગાવતી હતી. તેને ખબર પડી હતી કે વૃદ્ધના ઘરના માણસો સમાચાર મળવાથી દવાખાને આવી ગયા છે.

ત્રણ ચાર દિવસ પછી ખબર મળ્યા કે વૃદ્ધનો તાવ ઉતરી ગયો છે અને આવતી કાલે તેઓ ઘેર જવાના છે.

કુમુદે ભગવાનને ધન્યવાદ આપ્યા. પછી વૃદ્ધને મળવા જવા તૈયાર થઈ.

: ૬ :

**દવાખાનાના** દરવાજે કુમુદ ગાડીમાંથી ઊતરી. પાલવ બરાબર કરી નોકરની સાથે ચાલી. નોકર તેને વૃદ્ધના ઓરડા પાસે લઈ ગયો. ધીમેથી બારણું ઉઘાડી કુમુદ અંદર દાખલ થઈ.

વૃદ્ધ ઓશીકાનો ટેકો દઈ બેઠો હતો. પોતાની પાસે બેઠેલા યુવક તથા રમણી સાથે વાતો કરતો હતો. એકાએક કુમુદને જોઇ બોલતાં થંભી ગયો.

કુમુદે સંકોચ સહિત આગળ આવી ભક્તિમય કન્યાની માફક વૃદ્ધના પગમાં માથું અડકાડી પ્રણામ કર્યા.

કુમુદના મોં સામે અનિમેષ નયને જોઈ વિસ્મય પામી વૃદ્ધે કહ્યું: " કોણ તું ? "

કુમુદ મૃદુ સ્વરે બોલી—" બાપુ ! મને ન ઓળખી !"

ધારી ધારીને કુમુદના મોં સામે જોઈ વૃદ્ધ બોલ્યા: " હા ઓળખી. બેભાન અવસ્થામાં મેં તને કયાંક જોઇ હોય એમ લાગે છે—ખરું ને ?

કુમુદે માથું હલાવી 'હા' કહ્યું.

" તું મારા પગે હાથ ફેરવતી હતી, મને તેં પાણી પીવડાવ્યું હતું ! કેમ ખરું ને ?"

" આપને નડેલ અકસ્માતથી આપ બેભાન થયા હતા. તમારી આજુબાજુ વળેલા ટોળામાંથી કોઇએ તમારી દરકાર ન લીધી એથી મને ઘણું લાગી આવ્યું, અને હું આપને મારે ત્યાં લઈ ગઈ. ત્યાં તમો આખો દિવસ બેભાન રહ્યા તેમ જ તાવ પણ વધી જવાથી મેં ડરના માર્યા આપને અહિંયાં મોકલાવી આપ્યા.

આપ સાજા થઈ આવતી કાલે ઘેર જવાના હોવાથી આપને મળવા આવી છું. ''

વૃદ્ધ મોં નીચું કરી વિચારવા લાગ્યો. પછી કુમુદને પગથી તે માથા સુધી ચંચળ દ્રષ્ટિએ જોઈ ઉદાસ ભાવે બોલ્યાઃ '' હેં તું આ શું કહે છે ? તારા હાથનું મેં પાણી પીધું છે ? ''

વૃદ્ધનો હાવભાવ જોઈ કુમુદ સ્તબ્ધ બની ગઈ.

તીક્ષ્ણ સ્વરે વૃદ્ધ બોલ્યોઃ '' હા–હા, હવે યાદ આવ્યું. તેં મને દૂધ પીવડાવ્યું હતું. ને સાબુદાણા ખવડાવ્યા હતા. ''

થોડીવાર શ્વાસ લઈ ટટાર થઈ ઉગ્ર અવાજે ફરી બોલ્યોઃ '' તને ખબર છે ? તું ગુણકા છે અને હું બ્રાહ્મણ છું ! ''

કુમુદ નીચા વદને ઊભી રહી.

'' બળ્યા મોંની તેં મને વટલાવ્યો ? પ્રભુ ! પ્રભુ ! એના કરતાં તેં મને મોતજ કેમ ન આપ્યું ? પાપીણી શા માટે તું અહિં આવી છે ? ''

કુમુદનો કંઠ ભરાઈ ગયો. તે કંઈ ન બોલી શકી. મુઢ ભાવે ઊભી રહી.

વૃદ્ધ કર્કશ અવાજે બોલ્યાઃ '' બોલ, તું શું કામ આવી છે ? શું જોઈએ છે ? બક્ષીસ ? ''

બક્ષીસ ! કુમુદના હૃદયમાં જાણે કોઈએ અંગારો ચાંપ્યો. અભિમાનથી ગર્દન ઉંચી કરી બોલીઃ '' હા. ''

ઉશિકા નીચેથી દશ રૂપિયાની નોટ કાઢી વૃદ્ધે તિરસ્કારપૂર્વક કુમુદ પર ફેંકી. નોટ કુમુદના શરીરે અથડાઇ નીચે પડી.

કુમુદે નીચા વળી નોટ લઈ લીધી, પછી કોઈના તરફ જોયા વગર નીચી દ્રષ્ટિએ આવેગથી ઓરડા બહાર નીકળી ગઈ.

કુમુદ રસ્તામાં આવી ઊભી રહી.

એક અપંગ ભીખારી હાથ લાંબો કરી બોલ્યો: "બેન! આ અપંગ પર કંઈ દયા કરો!"

કુમુદે ભીખારીના હાથમાં નોટ મૂકી દીધી.

પહેલાં તો ભીખારી ચમક્યો, પણ પછી કુમુદના પગોમાં પડી બોલ્યો. "ભગવાન તમારું કલ્યાણ કરો!"

પણ આ આશીર્વચન કુમુદના કાને પહોંચ્યો નહિ. બહેરી થઈ તેણે મધ્યાહ્નના તાપથી તપેલા નીલવર્ણ આકાશ તરફ નજર નાંખી–પણ તેના આંસુથી અંધ બનેલા નેત્રો આગળ આજે છવાયો હતો અંધકાર–અનંત અંધકાર!

હેમેન્દ્ર રૉય

# મૃત્યુની ગોદમાં

**સ**માજ કહે છે: " ખબરદાર! એ બધુ નહિ બની શકે!"

ધર્મ કહે છે: " હું તને સાથ નહિ આપું."

લજ્જા કહે છે: " ઘણીજ બેશરમ થઇ ગઇ છે તું, મને તજીને."

પણ મન! તે તો કહે છે: "બકવા દે એ બધાને! એમાં શી હાની છે? ફક્ત તેને જોવાથી શાંતિ મળતી હોય તો એમાં શો દોષ છે?"

અને પ્રેમ; તે તો મનને સાથ આપવાના સોગન લઇ ચૂક્યું છે.

પણ સાંભળો તો ખરા! તે વિધવા છે વિધવા! હિંદુ સમાજની વિધવા. તેના કપાળમાંથી સિંદુર ભૂંસી નાંખવામાં આવ્યું છે. હૃદય પર અસહ્ય વૈધવ્યનો બોજો લાદવામાં આવ્યો છે. હાથમાં બંધન તરીકે એકેક સોનાની બંગડી નાખવામાં આવી છે. ઉપરાંત આ જીવનરૂપી કેદખાનામાં પૂરીને ધર્મ, સમાજ અને જુઠ્ઠી લજ્જા દ્વારે દ્વારે–બારીએ બારીએ તેની ચોકી કરે છે. તો પણ તે નિહાળી લે છે. હા, જરૂર નિહાળી લે છે–ચોરી ચૂપકીથી મનના કહેવાથી! પ્રેમને સાથ આપવાને માટે.

ઘરની બરાબર સામે જે બીજું મકાન છે તેની અગાસીમાં બેસી તે પોતાના વાંકડીયા વાળ હવામાં ઉડતા રાખી વિસ્ફારીત

નેત્રોથી તેની તરફ મીટ માંડતો પોતાની નાનકડી બંસી વગાડે છે, ત્યારે તે પોતાની જાતને રોકી શકતી નથી. અને તેની ચંચળ અને પ્યાસી આંખો તેની મોટી મોટી આંખો સાથે લડી પડે છે.

"તો શું આ પાપ છે?" તે મનને પૂછે છે.

સોનાની બંગડીઓ રણકી ઊઠી: "કલંકિની!"

લજ્જા ધિક્કારે છે: "સત્યાનાશિની!"

પણ મન ફરી ફરીને કહે છે: "બકવા દે! એ બધા મૂર્ખ છે."

પ્રેમ મનને સાથ આપે છે: "એનું કહેવું બરાબર છે."

અને સમાજ? એ તો હજુ અનભિજ્ઞ છે આ બધી વાતોથી.

તે પ્રેમ કરવા લાગી—પેલી મોટી મોટી આંખો અને વાંકડીયા વાળવાળા યુવક પ્રમોદને.

અને તે પણ લપટાઇ ગયો તેના વાંકડીયા કેશલાપમાં. અને તણાવા લાગ્યો પ્રેમના પ્રબળ પ્રવાહમાં.

તેણે બંસીથી પોતાના હૃદયનો સંદેશો પોતાની રાણીને પહોંચાડયો.

અને તેને પણ પોતાની અધીરાઈ પોતાના ચક્ષુદ્વારા પ્રગટ કરી.

તેણે પ્રાર્થના કરી અને તેને સ્વીકારી. અને પછી બંને એક થવાને અધીરા થયા.

એકે કહ્યું: "રાણી! હવે હું પ્રતિક્ષા નથી કરી શકતો. તું મને ભેટવા આવ." પણ બીજીએ કચવાતાં કહ્યું: "પણ સમાજ, ધર્મ, લજ્જા અને આ હાથમાંની સોનાની બંગડીઓને કેવી રીતે સમજાવવા?"

ત્યારે પ્રેમ બોલી ઊઠ્યું: "તેની જવાબદારી હું લઉં છું."

મને તેનું સમર્થન કર્યું ત્યારે તે તેના બાહુ-પાસમાં આબદ્ધ થઇ ગઈ. સમાજ ધ્રાખી ઊઠ્યો. ધર્મ તમતમી ઊઠ્યો. લજ્જા વિવશ

થઈ ગઈ અને સોનાની બંગડીઓ ક્રોધીત થઈ હાથમાંથી સરી જમીન પર જઈ પડી.

તે બંધન મૂક્ત થઈ ગઇ–પ્રેમ અને મનને સાથી બનાવીને. પ્રમોદે કંપિત સ્વરે કહ્યું: "રાણી, તું કેટલી સુંદર છે!"

તેણે પણ લજ્જાથી ઉત્તર આપ્યો: "અને તમે પણ......!"

સમાજે કહ્યું: "હવે પાછી ન આવતી."

ધર્મે કહ્યું: "તું હવે મારા કામની નથી રહી."

લજ્જાએ કહ્યું: "હવે મારે તારૂં કામ નથી."

અને પ્રેમ! અંતે તેણે પણ સંકોચ સહિત કહ્યું: "અરે! છેવટે તેં મને પણ છોડી દીધો."

વાસના ખડખડાટ હસી પડી. "આ બધા પાગલ છે. નિઃરસ છે! અનભિજ્ઞ છે!"

મને આ વખતે પણ વાસનાને ટેકો આપ્યો: "એ બરાબર કહે છે. પણ પ્રેમ, તું ન જા. હું તારા વગર રહી શકું તેમ નથી."

વાસનાએ મનને ધમકી આપી "પાગલ કહીનો! હુંજ પ્રેમનું અસલ સ્વરૂપ છું. ફકત એતો તને મારી પાસે લાવનાર મારો દૂત હતો. તું મારા પર વિશ્વાસ રાખ."

મઇ ઠગાઈ ગયું. વાસનાની જીત થઈ. તેના નેત્રોમાંથી મદિરા વરસવા લાગી.

× × ×

એક દિવસ વાસના તૃપ્ત થઈ ગઈ.

રાણીએ પ્રમોદને કહ્યું: "પ્રિયતમ! તમને મારી કંઇ ચિંતા છે?"

પ્રમોદ સમજ્યો નહિ. તેણે કહ્યું: "રાણી! સદાય મને તારી ચિંતા રહે છે જ."

રાણી શરમાઇ ગઈ. તેણે વધુ સ્પષ્ટીકરણ કરતાં કહ્યું: "પણ તમે સમજ્યા નહિ. હું આજ કાલ......"

પ્રમોદ સાંભળી ચોંકી ઉઠયો: "અરે! તેં મને પહેલેથી કેમ ન કહ્યું?"

રાણી ભયભીત થઇ ગઈ. "આથી તમે ડરો છો?"

પ્રમોદ જૂઠું બોલ્યો: "નહિ. મારું કહેવું એમ નથી. આ તો આનંદના સમાચાર છે."

અને એક દિવસ!

પ્રમોદ રાણીને ત્યજી ચાલ્યો ગયો; વાસના તેની ગોદમાં એક નાનું બાળક મૂકી નાસી ગઇ.

રાણી પાછી ફરી;

પણ સમાજે કહ્યું: "હવે તું અહિંયા નથી આવી શકતી!

ધર્મ બોલ્યું: "તેં પાપ કર્યું છે!"

લજ્જાએ કહ્યું: "તું દુષ્ટા છે."

પ્રેમે કહ્યું: "હું શું કરું!"

વાસના ઉપેક્ષા કરતી બોલી: "હવે તારામાં સૌંદર્ય નથી રહ્યું."

મન બૂમ પાડી ઊઠયું: તું પતિતા છે! તું અભાગણી છે! તું દુષ્ટાત્મા છે."

પણ મૃત્યુએ પોતાના હાથ લંબાવ્યા. તેણે સસ્નેહે કહ્યું: "તું અહિયા આવી જાને! મારી પાસે પતિતા, દુષ્ટાત્મા અને પુણ્યાત્મા બધાં એક સરખાં છે. અહિયા તને શાંતિ મળશે."

અને પછી માતૃહીન નવજાત બાળક નદીના નિર્જન તટપર રોતું ત્યજીને તે ચાલી ગઇ—મૃત્યુની ગોદમાં.

શ્યામબિહારી શુકલ

'તરલ'

# દેવદાસી

: ૧ :

**પાંચ** વર્ષ પહેલાંની વાત છે. ઉનાળાની રજામાં મૈસુર સ્ટેટની મુસાફરીએ જવાની મારી ઘણા વરસથી ઇચ્છા હતી, કારણ આપણા દેશના સુંદર મશહુર શિલ્પીના ફોટોગ્રાફ્સનો સંગ્રહ કરવાનું ભૂત મારા મન પર સ્વાર થયું હતું. સોમનાથપુર, બેલૂર, હલેબીડુ વગેરે મંદિરોનું વર્ણન મેં નિશાળમાં વાંચ્યું હતું; અને તે સમયે મેં નક્કી કર્યું હતું કે જો હું જીવંત રહ્યો તો એક દિવસ આ દર્શનીય સ્થળ જરુર નિહાળીશ. આ વખતે મારી ઇચ્છાઓ સફળ થતી જોઇ મને ઘણો સંતોષ થયો. અને મારા અંતઃકરણમાં આનંદનો ફુવારો ઉડવા લાગ્યો. અહિયાં હું મારી કલા–યાત્રાનું વર્ણન નહિ કરુ; બલ્કે એક બે ઘટનાઓનું ચિત્ર અંકિત કરીશ-જે એક ગામમાં બની હતી.

તે ગામનું નામ છે 'નાગવલ્લી.' તે ગામમાં જ્યારે પહોંચ્યો ત્યારે મારી ત્રીજા ભાગની મુસાફરી પૂરી થઇ હતી. મેં લગભગ સો દોઢસો ફોટોગ્રાફ્સનો સંગ્રહ કર્યો હતો, જે સર્વે મેં પોતે જ ખેચ્યાં હતા.

નાગવલ્લીમાં કરિયપ્પા નામે એક સજ્જન રહેતા હતા. લોકો તેમનો પડયો બોલ ઝીલતા. સમજી લો ને કે તેઓ જ તે ગામના પ્રજામાન્ય મુખી હતા. મેં તેમને ત્યાં મારો મુકામ રાખ્યો હતો. વાતની શરુઆત અહિંથી જ થાય છે.

તે ગામમાં જ્યારે મેં પ્રવેશ કર્યો ત્યારે રાતના નવ વાગ્યા હતા. મારો બધો સામાન એક બળદ ગાડીમાં લાદી હું તે ગામ આવી પહોંચ્યો. રાતે બળદ ગાડીમાં સફર કરવી યોગ્ય ન લાગવાથી મેં આખી રાત તે ગામમાં વિતાવવાનો નિશ્ચય કર્યો. મેં ગાડીવાનને પૂછ્યું: "અહિંયાં રહેવાને કોઈ જગ્યા મળી શકશે?" તેણે નમ્રતાથી કહ્યું: "હજુર, કરિયપ્પાજીના ઘરમાં આપ સુખેથી રહી શકશો. તેઓ સાચા સજ્જન છે, ત્યાં આપને કંઇ તકલીફ નહિ પડે. આપ સાહેબ આજ્ઞા આપો તો હું આપના આગમનની ખબર આપું." મેં કહ્યું: "ભલે." પંદર વીસ વાર દૂર તેમનું મકાન હતું. હું ગાડી પાસે ઊભો રહ્યો. ગાડીવાને એક પુરુષને પોતાની સાથે બોલાવી લાવી પરિચય કરાવ્યો: "હજુર, આ મહાશય પોતેજ કરિયપ્પાજી." કરિયપ્પાજી મારી પાસે આવ્યા અને નમ્રતાથી હાથ જોડી કહ્યું: "પધારો! આપનું જ ઘર છે."

મેં પણ નમસ્કાર કરી કહ્યું: "મેં આપને ઘણી જ તકલીફ આપી!" "નહિ જી! આપ સાહેબે મારા ત્યાં આવી મારા પર અનહદ કૃપા કરી છે. અમોને કંઈ પણ તકલીફ નથી." કહી તેમણે ગાડીવાનને પોકાર કર્યો—"તિમ્માજી, સાહેબનો સામાન ઉતારી આ ઓરડામાં મૂક."

મેં ઘરમાં પ્રવેશ કર્યો. અંદર એક શેતરંજી બિછાવેલી હતી. મેં તેના પર સ્થાન લીધું. કરિયપ્પાજીનો પરિવાર ઘણો છે. ઘર ભર્યું ભાદર્યું છે. ત્યાં જઈને બેસતાં જ અંદરથી ત્રણ-ચાર બાળકો આવી

મને ઘેરી વળી મારી તરફ જોવા લાગ્યા. કદાચ તેમને મારી હેટ અને બૂટમાં નવાઈ જણાઈ હોય.

પરસાળની એક બાજુએ ઓરડો હતો. નોકરે તે ખોલી સાફ કરી દીવો પેટાવ્યો. ગાડીવાન મારો સામાન મૂકી મજૂરી લઈ વિદાય થયો. કરિયપ્પાજીએ ત્યારબાદ કહ્યું: "બાબુજી, આપ કપડાં ઊતારો."

મેં ઓરડામાં જઈ કપડાં ઊતારી ધોતી પહેરી બહાર આવ્યો. એટલામા કોઇએ અંદરથી ગરમ પાણી લાવી મારી સામે મૂકયું. મેં હાથ મોં ધોયા. અર્ધા કલાકમાં ભોજન સમાપ્ત થયું. બધા પરસાળમાં બેસી પાન ખાઈ રહ્યા હતા. મેં તેમને મારી મુસાફરીનું વર્ણન કર્યું. તેમને ત્યાં મેં મુકામ રાખવાથી તેમને સંતોષ થયો હતો એવું મને તેમના વાર્તાલાપ પરથી જણાયું. વાતવાતમાં મેં તેમના સંબંધી બધી વાત જાણી લીધી. તેઓ ઘરના સુખી હતા. નોકર–ચાકર, ગાય–બળદ, અનાજ વગેરે કોઈ ચીજની કમી ન હતી. પરિવાર પણ ઘણો છે. આખા ગામમાં તેમનું ઘર મોભાવાળું છે. આ બધી વાતોની અપેક્ષાએ તથા તેમની નમ્રતાએ મારા મન પર સારી છાપ પાડી. મેં વિચાર્યું કે અહિયાં મારો ખૂબ આદરસત્કાર થશે.

ભોજન સમાપ્ત થયા પછી અમે બહુ વાર ન બેઠા. હું ગાડી સાથે ચાલીને આવ્યો હોઈ થાકેલો હતો. એટલે કરિયપ્પાજીની રજા લઈ દીવો બૂઝાવી સૂઈ ગયો.

: ૨ :

સવારે જ્યારે ઉઠયો ત્યારે લગભગ છ થયા હતા. ઓરડાની બહાર ગરમ પાણી તૈયાર મૂકી રાખ્યું હતું. મોં ધોઇ ઓરડામાં આવી બેઠો. સ્વયં કરિયપ્પાજી એક પ્યાલામાં દૂધ લઇ આવ્યા.

તેમને ત્યાં કૉફીનો રિવાજ ન હતો અને મને દૂધની આદત ન હતી. પણ આદર સહિત આવેલા દૂધનો ઈન્કાર કરવો યોગ્ય ન લાગવાથી પી ગયો. તેમને પાસે બેસાડી સંગ્રહિત ચિત્રો બતાવ્યા અને તે સંબંધી જાણવા જેવું જે કંઈ હતું તે કહી બતાવ્યું. ચિત્રો જોઈ તેમને ઘણો સંતોષ અને આશ્ચર્ય થયું–જેનું વર્ણન કરવાને હું અશક્તિમાન છું. તેમણે કહ્યું: "બાબુજી, નજીકમાં જ રંગાપ્પાનું એક ઘણું પુરાણું મંદિર છે. ઘણું જ સુંદર છે! જો આપનો વિચાર હોય તો જઈએ."

મેં પૂછ્યું: "મંદિર ક્યાં આગળ છે?"

"આ રહ્યું. બહુ દૂર નથી. એકાદ ગાઉ હશે. જુઓ, પેલો પહાડ દેખાય છે ને તેની તળેટીમાં જ છે."

બેલુરમાં લીધેલા ફોટોગ્રાફ્સ પર નોટ લખવી હતી અને લક્ષ્મીને પત્ર લખવો હતો; એટલે મેં કહ્યું: "સારું, કાલે સવારે ત્યાં ફરી આવીશું. આજે મારે થોડું લખવું છે."

"જેવી આપની મરજી."

× × ×

તે દિવસે નોટ્સ લખવામાં ઘણો સમય વીતી ગયો. લગભગ બાર વાગે મેં લખાણ પૂરું કર્યું. ભોજન સમાપ્ત કરી લક્ષ્મીને પત્ર લખવા બેઠો. મુસાફરીમાં જ્યારે જ્યારે મને નવરાશ મળતી, ત્યારે હું લક્ષ્મીને પત્ર લખતો. તેમાં કંઈ વિશેષ નહોતો લખતો–ફક્ત મારી યાત્રાનું અને મંદિરોનું વર્ણન લખતો. તેની સ્મૃતિ યાત્રામાં હંમેશાં કાયમ જડાઈ રહેતી હતી. કોઈ કોઈ વખત હું બોલી ઉઠતો: 'અરે! આ સુંદર દ્રશ્ય નિહાળવાને મારી લક્ષ્મી નથી! જો તે મારી સાથે હોત તો ઓર મઝા આવત.' તે દિવસે મેં કરિયપ્પાજીનો સત્કાર, મેમાનગતિ અને પરિવાર વગેરે વાતો અને કાલે મંદિર જોવા જવાનો કાર્યક્રમ ઇત્યાદી લખ્યું. થોડીક એકાદ

બે પરચુરણ વાતો લખી પત્ર સમાપ્ત કર્યો. તે ગામમાં પોસ્ટ–ઓફીસ નથી, પણ પોસ્ટ–બોક્ષ છે. સપ્તાહમાં એકાદ બે વખત બેલુરથી પોસ્ટ–મેન આવી તેમાંથી પત્રો લઇ જાય છે એટલું પૂછ-પરછ કરતાં વિદિત થયું. મને ખબર ન હતી કે પોસ્ટ–બોક્ષ ક્યાં છે. ટપાલ કોઈ નોકર સાથે મોકલવાના ઇરાદાથી ઓરડાની બહાર આવ્યો. તે વખતે સામેના ચોકમાં થોડે દૂર અદેલીને એક યુવતી બેઠી હતી. કરિયપ્પાજીની પુત્રી હશે. મને કોઇ નોકર ન દેખાયો. કંઈ સમજ ન પડી કે શું કરવું ? મને જોઈ તે યુવતીએ પાસે આવી પૂછયું: "બાબુજી, શું જોઇએ છે ?" પછી મંદ હાસ્ય કર્યું. તે યુવતીની સરળતા અને વર્તણૂંક જોઈ મને સંતોષ થયો. મેં કહ્યું: "કંઇ નહિ. મારે આ પત્ર ટપાલમાં નાંખવો છે, પણ પોસ્ટ–બોક્ષ ક્યાં છે તેની મને ખબર નથી. આપ બતાવી શકશો ?"

મંદ હાસ્ય વેરતી આગળ આવી તે બોલી: "આપ કાં તકલીફ ઉઠાવો છો ? લાવો હું નાંખી દઇશ."

તેની વાત સાંભળી વધુ વાત કરવાની ઇચ્છા થઈ. મેં પૂછ્યું: "તો તમને કંઇ તકલીફ નહિ પડે ને ?"

"નહિ, નહિ, તકલીફ શેની ? આપ તો મોટા લોક છો."

"તો તમને કંઇ તકલીફ નહિ થાય ને ?"

"જી નહિ, પત્ર લાવો." કહી તેણે પોતાનો હસ્ત લંબાવ્યો. મેં તેને પત્ર આપી પૂછ્યું: "તમારું નામ ?"

કૈંક શરમાતી તે બોલી: "ચેન્નમ્મા." અને ચાલી ગઇ.

નામ તો સારું છે. ચેન્ની સારી રીતે બોલે છે. તેનો મોં પરનો વિનિત ભાવ, હૃદયની નિર્મળ છાયાથી ભરપુર નેત્રો અને તેની વાણી વગેરેએ મારા પર ખૂબ પ્રભાવ પાડયો.

× × ×

તે દિવસે બપોરના ભોજન કર્યા પછી બે ઘડી નિદ્રા લીધી. જ્યારે ઉઠયો ત્યારે ચાર થઇ ગયા હતા. મોં ધોવાના ઇરાદાથી બહાર આવ્યો ત્યારે તે યુવતી ત્યાંજ થાંભલા પાસે બેઠેલી દેખાઈ. મને જોતાંજ તેણે પોતાના લંબાવેલા પગ સમેટી લીધા અને અન્ય મનસ્ક ભાવે પાલવમાંથી તાર ખેંચવા લાગી. મારે પાણીની જરુર હતી. કોની પાસે માગું? તે યુવતી સિવાય ત્યાં બીજું કોઇ ન હતું. પહેલાં એક વખત તેની સાથે વાત કરી હતી એટલે તેને સ્નેહભર્યા શબ્દોમાં કહ્યું: "ચેન્નમ્મા, મારે મોં ધોવાને પાણી જોઇએ છે." "જી લાવી." કહી તે મંદ હાસ્ય વેરતી મનોહર ગતિએ અંદર ગઇ. મને એવું લાગ્યું: "જન્મની સાથેજ તે હાસ્ય સાથે લાવેલી હોવી જોઇએ." મંદ હાસ્ય સાધારણ નથી હોતું. તે તો મોટા મોટા વૃક્ષોને જડમૂળથી ઉખેડી ફેંકી દેનાર તોફાનની સમાન હોય છે. મનમાં મોટા મોટા તરંગો ઉઠીને મંથન ઉત્પન્ન કરનાર હોય છે. પરંતુ ચેન્નમ્માનું મંદ હાસ્ય એવું ન હતું. અહિ–તહિ ફુલોમાંથી નીકળી, હૃદયમાં મૃદુ તરંગ માળાઓ પેદા કરનાર મૃદુ પવન સમાન તેનું હાસ્ય હતું. આંખમાં જો હું પડું તો? તો મોંમાં, આંખોમાં રાખ પડે. તેમાં સૌરભ કયાં છે? પરંતુ આ ગ્રામ્ય યુવતીના હૃદયમાં ચમેલી શી શુભ્રતા હતી! સીમાંતીત સુગંધ! તેનું હાસ્ય જાણે વિખરાયેલી ચાંદની......

આટલી વાતો હૃદયમાં ઉઠી ત્યાં સુધીમાં તો ચેન્નમ્મા પાણી લઇ આવી. હાથ મોં ધોઇ ઓરડાની અંદર જઇ જેવો બેઠો તેવીજ ચેન્નમ્મા મારી સામે પ્યાલામાં દૂધ મૂકી ગઈ. દૂધ પી લીધું.

ફરવા જવાના ઇરાદાથી મેં મારી વાંસળી અને કેમેરા લીધા. ફરી તે સ્થળે ચેન્નમ્મા નજરે પડી. હું ઘરની બહાર આવી ઊભો રહ્યો. મને સુઝ ન પડી કે કઈ તરફ પ્રયાણ કરું તરત મને યાદ આવ્યું કે પાસે એક બગીચો છે. ત્યાં જવાનો મેં નિશ્ચય કર્યો. પણ

ત્યાં જવાના માર્ગથી હું અજાણ હતો. હવે શું કરવું ? વિચાર્યું– ચેન્નમ્માને જ પૂછું. ફરી ઘરમાં જઈ ચેન્નમ્માને પૂછ્યું: " ચેન્નમ્મા, સાંભળ્યું છે કે તમારો બગીચો છે ! તે જોવા જવાનો મારો ઇરાદો છે. ત્યાં જવાનો માર્ગ બતાવશો."

તે મને ઘરની પાછળ લઈ ગઇ અને માર્ગ નિર્દેશ કરતાં બોલી: "બાબુજી, આ રસ્તો બગીચા તરફ જાય છે, આપ આ રસ્તે સીધા ને સીધા ચાલ્યા જાવ."

'સારૂં' કહી હું આગળ વધ્યો, થોડે દૂર ગયો હોઇશ ત્યાં તો મારી ધોતીનો છેડો કાંટામાં ભરાઇ ગયો. અનીલ વહેતો હતો. ધોતી કાઢવાને પાછળ મેં ફેરવ્યું. ચેન્નમ્મા હજુ ત્યાંજ ઊભી હતી. મેં વિચાર્યું કે તે મને જોતી ઉભી હશે કે કદાચ રસ્તો ભૂલી હું હેરાન ન થાઉં.

થોડે દૂર જતાં બગીચો આવ્યો. તે ઘણો જ સુંદર હતો. સોપારી અને નારીએલના ઝાડ તો આકાશ સાથે વાત કરતાં ઊભા હતા. થોડા ફળાઉ વૃક્ષ પણ હતા. આવી રીતે સુંદર બગીચાનું સૌંદર્ય, તે દિવસના સંધ્યાકાલીન સૂર્યના સોનેરી કિરણોથી સેંકડો ઘણું વધી ગયું હતું. બગીચામાં પ્રવેશ કરતાં જ થોડે દૂર એક સુંદર વિશાળ કુવો નજરે પડયો. તેમાં ઉતરવા માટે એક સીડી હતી. કુવાની ચારે બાજુએ બે ફીટ ઉંચો કઠેરો હતો. હું તે કઠેરા ઉપર જઈ બેઠો. અને બગીચાના સુંદર દૃસ્યનું મધુ–પાન કરવા લાગ્યો.

: ૩ :

બગીચાના સૌંદર્યે મારા હૃદયમાં અવર્ણનીય સુખનો અનુભવ કરાવ્યો. બગીચાની હવા ઠંડી અને ફોરમ યુકત હતી. કુવાની ચોતરફ જાત જાતના પુષ્પો હતા. તેની સુગંધ હવામાં ભળી ફેલાઇ રહી

હતી. જુદી તરેહના પક્ષીઓનો કલરવ કુલઝાડમાં થઇ આવતો મધુર સંભળાતો હતો. મારું. હૃદય પક્ષીઓની સાથે પક્ષી બનીને અને કુસુમોની સાથે કુસુમ બનીને નાચવા લાગ્યુ. કવિઓ કાં સ્વર્ગનું વર્ણન કરે છે? જે નજરે દેખાતું નથી. જ્યાં સુખ એ જ સ્વર્ગ...! હૃદય આનંદથી છલોછલ ભરાઇ ગયું. ઉભરાઈ વહેવા લાગ્યું. અને મારી અંગુલીઓ આપો આપ બંસી પર રમવા લાગી. અને હું એ પણ જાણી ન શકયો કે વાંસળી કયારે ચુંબનાર્થે મોં પાસે આવી ઊભી રહી. હું વાંસળી વગાડવા લાગ્યો, અને તેનો સ્વર શત ઘણો થઇ બગીચામાં ફેલાઇ ગયો. મેં એકાદ બે કીર્તન વગાડયા. અને ખુદ હું જ પોતાની વાંસળીના તાનમાં મંત્ર મુગ્ધ થઇ ગયો. પછી ગાવા લાગ્યો. હું જાણતો હતો કે મારા સિવાય બાગમાં બીજું કોઇ નથી. આ ધૈર્યથી જે યાદ આવ્યું તે ગાવા લાગ્યો. એટલામાં અચાનક પાછળ 'બુડ-બુડ' અવાજ સંભળાયો. ચકીત થઇ મેં ફરી જોયું તો-તે યુવતી ચેન્નમ્મા પગથીયા ઉતરી ઘડામાં પાણી ભરી રહી હતી. જ્યારે હું ગાઈ રહ્યો હતો, ત્યારે તે પોતાનું શીર ઉંચું કરી મારી તરફ જોઇ રહી હતી. હું શરમાઇ ગયો. શહેરી નાગરીકનું ગૌરવ અને ગ્રામ્ય ગોપાળની માફક વાંસળી વગાડવી ને શોર બકોર કરવા એ બંને ભળી ગયા. હું સીડી તરફ પીઠ કરી બેઠો હતો એટલે મને તેના આગમનની ખબર ન પડી અને ગાનના મધુર સ્વરમાં તેની ચૂડીઓનો અવાજ અને નૂપુરનો ઝણકાર ન સંભળાયો મારી દશા હાસ્યાસ્પદ જેવી થઇ હતી. પણ તેથી મારે શું? વિચારી જાતને ખોટું સાંત્વન આપ્યું; પણ સમાધાન ન થયું. હસવું આવ્યું. મેં બંસી નીચે મૂકી કેમેરો હાથમાં લીધો-એમ બતાતવાને કે હું કેમેરો નિહાળી રહ્યો હતો. પણ ત્યાં સુધીમાં તો તે પાણી ભરીને એક પછી એક પગથીયાં ચઢીને ઉપર આવી ગઈ હતી.

સીડી ચડી રહ્યા બાદ તેના પગનો અવાજ ન સંભળાયો.

પગરવને બદલે ચૂડીઓનો ઝણકાર સંભળાયો. તેના પ્રતિ નજર કરતાં મને શરમ આવી ! છતાં ય મેં મોં ફેરવી તેના તરફ જોયું. સીડી ચડીને તે ઉપર આવી ઊભી હતી. ઘડો કૂવાના થાળામાં મૂક્યો હતો. મેં જોયું તો—મારા વિચિત્ર સંગીતથી જે હાસ્ય તેના અધરો પર રમી રહ્યું હતું તે હજુ ત્યાં જ કાયમ હતું. મને ગ્લાની ઉપજી; હું ઊભો થયો. તે કંઇક બોલી; પરંતુ મારા હૃદયની બેચેનીમાં ન સંભળાયું કે તે શું બોલી. તેના પ્રતિ નજર કરી પૂછ્યું: " શું છે ચેન્નમ્મા ? "

તેણે મને પૂછ્યું: " તમે ગાયન કેમ બંધ કર્યું ? "

તેના પ્રશ્નથી મારા મનની જે હાલત થઇ અને હું જેટલો શરમાયો તે બધું પરમાત્મા જ જાણે. ગલાંતલાં કરતાં મેં જવાબ આપ્યો કે હું ગાયન ભૂલી ગયો હતો. તેનો પ્રશ્ન ઉપહાસજનક વિદિત થવા છતાં પણ હું તેના પર નારાજ ન થઇ શક્યો. ક્રોધ આવે પણ કેવી રીતે ? જ્યાં મેં જ મૂર્ખતા કરી હતી ! વાસ્તવમાં જે હસમુખી હતી તેને મારી હાંસી કરવાની ઇચ્છા થાય જ.

સારું, જે થવાનું હતું તે થઇ ગયું. સ્થળ ત્યજવાના ઇરાદાથી મેં હાથમાં કેમેરો અને વાંસળી લઇ ચાલતી પકડી. બે ચાર કદમ ભર્યાં હશે ત્યાં તો તેણે પોકાર કર્યો 'બાબુજી.' મેં તેની તરફ જોયું, શરમાતાં ઘડો બતાવી તેણે કહ્યું: "આ ઘડો ઉપડાવશો?"

મેં ઘડો ઉપાડી તેની કમર પર મૂક્યો. મારું આ કૃત્ય તેને વિચિત્ર લાગ્યું. તેના મુખ મંડળ પર આનંદની રેખાઓ નાચી ઊઠી. આથમતા સૂર્યના સોનેરી પ્રકાશમાં આ નવજવાન યુવતીનું લચીને ચાલવું મનોહર ભાસ્યું. આથી તે યુવતીનો તેજ પોઝમાં ફોટો ઝડપી લેવાની ઇચ્છા ઉદ્દભવી.

મેં કેમેરો બરાબર કરી કચવાયા વગર કહ્યું: " ચેન્નમ્મા ! "

તેણે તે લચકતી ચાલથી ફરીને પૂછ્યું: "શું છે બાબુજી?" હું તેની પાસે ગયો અને કહ્યું: "ચેન્નમ્મા, કેમ થોડી વાર ઊભા રહેશો?" તેને આશ્ચર્ય થયું, પણ તે સોનેરી પ્રકાશની તરફ મોં મોં કરીને ઊભી રહી. કાયમના માટે તેના મોં પર રમતું હાસ્ય આ પ્રકાશમાં અત્યંત સુખદ જણાયું, મેં તસ્વીર ખેંચી લીધી અને કહ્યું: "હવે તમે જઈ શકો છો."

તેણે કુતૂહલતાથી પૂછ્યું: "બાબુજી, તમે આ શું કર્યું?" તેને મેં સમજાવતાં કહ્યું: "કાલે બતાવીશ." તે ધીરે પગલે ઘેર ચાલી ગઈ.

: ૪ :

રાત્રે ભોજન કરી ઓરડામાં જઈ સૂઈ રહ્યો, પણ નિદ્રા ન આવી. સંધ્યા ટાણે બગીચામાં જે કંઈ બન્યું હતું તે હજુ મનમાં જ અંકિત હતું. મેં મનમાં હસતાં કહ્યું: જો આ ઘટના લક્ષ્મીને કહું તો લક્ષ્મી શું કહેશે? કેટલી હસશે! મારું હાસ્ય વધી ગયું. મનમાં ખૂબ હસ્યો.

× × ×

રાતે નિંદ મોડી આવી હતી એટલે સવારે પણ મોડો ઊઠ્યો. જાગ્યો ત્યારે લગભગ આઠ થયા હશે. હાથ-મોં ધોઈ, નાસ્તો કરી પરવારી પહાડની તળેટીમાં આવેલું મંદિર જોવા જવા તૈયાર થયો. કરિયપ્પાજીએ નોકરનો પ્રબંધ કરી આપ્યો હતો. તેના હાથમાં મારી વસ્તુઓ આપી નીકળી પડ્યો. બધું જોઈ પરવારી ઘેર પાછો ફર્યો ત્યારે બાર વાગ્યા હશે. પાછા ફરતાં રસ્તામાં અહિ-તહિ થોડા કિસાનો ખેતરોમાં કામ કરતાં અને ગોવાળો ધેનુ ચરાવતાં નજરે પડ્યા. એક ગોવાળ જોરથી ગ્રામ્ય-ગીત લલકારી રહ્યો હતો. તેને કોનો ડર હતો? મને સાંભળવાની ઇચ્છા થઈ; પણ સાથેનો નોકર કદાચ

હસી પડે તો ! અને ઉપરાંત મને ગઈ કાલ સંધ્યાની ઘટના યાદ આવી એટલે હું રોકાયો નહિ. ચાલ્યો આવ્યો. ચેન્નમ્મા પણ યાદ આવી ગઇ. તેનું હાસ્ય મારા નેત્રોની સામે નૃત્ય કરતું દેખાયું. એ કરિયપ્પાજીની પુત્રી હોવી જોઇએ એવું મારું અનુમાન હતું. પણ તેના સંબંધમાં વધુ જાણવાના ઇરાદાથી નોકરને પૂછ્યું: "તારા શેઠના ઘરમાં રહેતી પેલી છોકરી કોણ છે ?"

મારી તરફ જોઇ નોકરે પૂછ્યું: " કઇ છોકરી સાહેબ ?" તેને ન સમજાયું કે હું કઇ છોકરીના સંબંધમાં પૂછી રહ્યો છું. મેં કહ્યું: " ચેન્નમ્મા નામની છોકરી કોણ છે ?"

મારો પ્રશ્ન સાંભળી તેણે મોં ફેરવી લીધું. બોલ્યો: " કેમ હજુર ?"

મને જરા વહેમ આવ્યો અને શરમ પણ ઉપજી. મારા પ્રશ્નમાં નોકરને શી બૂરી ભાવના દેખાઈ? મને દુ:ખ થયું. તે નોકરને કયાં ખબર હતી કે મારી લક્ષ્મી સિવાય મારા હૃદયમાં બીજી કોઇ સ્ત્રીને સ્થાન નથી. લો, તેણે તો ઉપહાસ કરતાં કહી દીધું: " કેમ બાબુજી ?"

" અમથો જ પૂછતો હતો. કાં પૂછવું ન જોઇએ ?"

" નહિ બાબુજી, તેમાં કંઇ વાંધો નથી. તે તો શેઠની છોકરી છે."

હજુ પણ એક સવાલ પૂછવાનો વિચાર હતો; પરંતુ રોકાઇ ગયો. 'તે છોકરી કોણ છે?' પૂછવાથી જેણે હસી દીધું તે 'શું તેનું લગ્ન થયું છે?' પ્રશ્ન પૂછવાથી શું સમજશે? આ વિચારથી હું ચૂપ રહ્યો.

× × ×

ઘેર આવ્યા પછી સ્નાન કરી ભોજન કર્યું. ત્યારબાદ મેં ચેન્નમ્માની તસ્વીરની ચાર પ્રતો કાઢી. તસ્વીર ઘણીજ સુંદર આવી હતી. ઘરના બધા માણસોને જોઈ સંતોષ થયો.

× × ×

બપોરે ભોજન મોડું કર્યું હતું એટલે રાતે ક્ષુધા ન હતી. મેં ઘરમાં કહી દીધું કે રાતે વાળુ નહિ કરું. નિંદ નહોતી આવતી. થોડે દૂર ફરી આવ્યો પણ નિંદ ન આવી. હું નવલકથા વાંચવા લાગ્યો. આશરે પાંચેક મીનીટ વાંચ્યું હશે ત્યાં તો ઓરડાનું બારણું ખખડતું જણાયું. હવાથી ખખડયું હશે એ વિચારથી ફરી નવલકથા વાંચવા લાગ્યો. ફરી બારણાનો અવાજ સંભળાયો. આ વખતે કોઇ ખખડાવી રહ્યું હોય એમ મને લાગ્યું. મેં પૂછ્યું: "કોણ ?" ચૂડીઓનો અવાજ આવ્યો; તેની સાથે ધીમા સ્વરમાં જવાબ પણ આવ્યો: "હું છું, ચેન્ની !" મને આશ્ચર્ય થયું–આટલી રાતે તેને શું કામ હશે ! ગમે તે હોય. પૂછી તપાસ કરવાના ઇરાદાથી મેં બારણું ખોલી પૂછ્યું: "શું છે ચેન્નમ્મા ?" મારા ઓરડાની રોશની તેના પગ પડી રહી હતી. તેના હાથમાં એક થાળી હતી--જેમાં ચાર –પાંચ કેળાં, જામફળ અને એક પ્યાલામાં દૂધ હતું.

મેં પૂછ્યું: "શું છે ચેન્નમ્મા ?"

તેણે કહ્યું: "તમે ભોજન નથી કર્યું એટલે લાવી છું બાબુજી."

મને થોડી શી ભૂખ લાગી હતી. મેં કહ્યું: "સારું." અને થાળી તેના હાથમાંથી લઇને બિસ્તરા પાસે મૂકવા ગયો. ચેન્નમ્મા પણ મારી પાછળ પાછળ ઓરડાની અંદર આવી. મારું હૃદય ધડકવા લાગ્યું. મેં થાળી બિસ્તરા પાસે મૂકતાં કહ્યું: "હવે મારે કંઇ નહિ જોઇએ. તમે જઇ શકો છો ચેન્નમ્મા."

તે હસતાં હસતાં બોલી: ' જો હું અહિ રહીશ તો આપ ખાઇ નહિ શકો ?"

"એવું તો કંઇ નથી. ભોજન કેમ નહિ કરી શકું ? એ તો મેં એટલા માટે કહ્યું હતું કે હવે મારે કોઇ ચીજની જરૂર નથી–અને આટલી રાત પસાર થયા છતાં તમારું અહિયા એકલા..."

મારી વાત પૂરી થતાં પહેલાં જ તેણે બારણાંની સાંકળ વાસી દીધી. મારા ઓરડામાં તેને આવતાં જ જોઇ જે ભાવના ઉદ્ભવી

હતી તે હવે નરાતર સ્પષ્ટ થઇ ગઇ. બારણે સાંકળ વાસતાં જોઇ મારું આખું શરીર કંપી ઊઠયું, મોં પર પરસેવો વળ્યો, ગળું સૂકાવા લાગ્યું અને હું થૂંક ગળવાની કોશીશ કરવા લાગ્યો. મહા-મુસીબતે મેં પૂછયું: "બારણું કેમ બંધ કર્યું?" અને તે ખોલવા માટે આગળ વધ્યો. પણ ચેન્નમ્મા બારણાં પાસે દોડી ગઇ અને પોતાની પીઠ ટેકવી ઊભી રહી હસવા લાગી. મારા પગ કંપી રહ્યા હતા. બસ, હવે કોઇ સંદેહ ન રહ્યો. તેની ઇચ્છા મારી છાતીપર બરાબર કોતરાઈ લખાઇ ગઈ. હું મનમાં જ બોલ્યો: "આ ગ્રામ્ય-મુગ્ધ યુવતી!"

: ૫ :

હું ઊભો ન રહી શકયો. બિસ્તરા પર બેસી પડયો. બંને હાથ વડે માથું પકડીને વિચારવા લાગ્યો.

અહિયાં, ત્યારબાદ જે બન્યું તે કહેતા પહેલાં બીજી બે વાત કહેવાની જરૂર છે. તે દિવસે પાપની જાળમાંથી મને છોડાવી લક્ષ્મીએ મારી રક્ષા કરી હતી. તેનો પ્રેમ મારું કવચ હતું. જ્યારથી અમે બંને એક થયા ત્યારથી તેણે મારા ઉપર એવો તો જાદૂ કર્યો હતો કે મને તેના સિવાય બીજું કંઇ દેખાતું નહોતું. રૂપ, ગુણ અને પ્રેમ માટે મારે બીજે દ્રષ્ટિ નહોતી કરવી પડતી. લક્ષ્મી મારામાં ઓતપ્રોત ન થઈ હોત તો તે રાતે મારૂં ચંચળ મન તે ગ્રામ-યુવતીની તરફ આકર્ષાત. આ ઘટના ત્યારે થઇ, જ્યારે મેં યૌવનના વસંતમાં પ્રવેશ કર્યો હતો. પોતાના રૂપની પ્રસંશા નહિ કરવી જોઈએ; પણ એટલું તો મારે જરુર કહેવું જોઇએ કે હું કુરુપ તો નથી જ. ઘટનાને જો સારી રીતે જાણવી હોય તો ચેન્નમ્માના વર્ણનની પણ આવશ્યકતા છે. તેની ઉંમર વીસથી વધુ નહિ હોય. તેનું કદ ન હતું ઉત્તુંગ, ન ઠીંગુ. તે શામળા રંગની હતી, મોં

સુંદર હતું. યૌવનથી લદાયેલાં અંગો, અધર પર મંદ હાસ્યની છટા, નેત્રોમાં શૈશવની નિર્દોષ ચમક, મંદ હાસ્ય અને આંખોની ઝળક વગેરે મળી તેની શોભા વધારી રહ્યા હતા. એક જ વાતમાં કહેવું હોય તો કહી શકાય કે મન હરણ કરવાનાં બધાં લક્ષણ તેનામાં હતાં. તેનો તે રાતનો વર્તાવ ગ્રામ્ય-યુવતીના વર્તાવ કરતાં તદ્દન ભિન્ન હતો.

બિસ્તરા પર બેસી વિચારી રહ્યો હતો તે વખતે મારૂં મન ચકરાવા લાગ્યું. મન અંધકારના ગાઢ સાગરમાં ઊંડે ઊતરવા લાગ્યું. ગળું સૂકાઈ ગયું, થૂંક ઉતારવું પણ કષ્ટસાધ્ય થઈ ગયું. મને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો કે હું આ યુવતીમાં કામ-ચેષ્ટા જાગ્રત કરીશ. મને ચાહવાની તેની ઈચ્છા થઈ હોય તો પણ મેં તે વાતનું સમર્થન કર્યું નહોતું. તે જ્ઞાની નથી, અજાણમાં જ આ કાર્યમાં અગ્રેસર બની હશે. શું આ પાગલપણું છે? હા, આ પણ એક પાગલપણું છે! ઘરવાળાઓને ખબર પડે તો શા હાલ થાય! હું તો મોટા માણસની માફક તેમના ઘરમાં મેમાન બન્યો છું. આવી મધ્ય રાતે હું અને તે બંને એક ઓરડામાં...તો ઈજ્જત નહિ બચવાની. તે આવી કેવી રીતે? આંખો ચોરીને આવી? શું તેનું લગ્ન થયું નથી? મને ઘણું જ ખરાબ લાગ્યું. હવે એક પછી એક કાલ સંધ્યા સમયના વર્તાવની પ્રત્યેક વાતનો અર્થ સમજવા લાગ્યો. તે વખતે મારી પાછળ પાછળ બગીચામાં શા માટે આવી?...પાણી ભરવાનું તો કેવળ બાનું જ હતું!...પાણીનો ઘડો મારી પાસે કેમ ઉપડાવ્યો?... જવા દે ..પાણીનો ઘડો ઉઠાવી તેની કમર પર રાખતાં પોતાના હસ્તનો સ્પર્શ મારા હસ્તને થવા દીધો ત્યારે મેં વિચાર્યું હતું કે અજાણતાં સ્પર્શ થયો હશે. બીજી એક વાત છે-જ્યારે તે પહેલાં ઘડો ઉઠાવવા ઝૂકી ત્યારે તેનો પાલવ જરા ખસી ગયો હતો. આ અવસ્થામાં મેં તેને જોઈ છતાં તેને શરમ ન ઉપજી. ઘડો ઉપાડયા બાદ ધીરેથી તેણે પાલવ બરાબર દમામથી ઓઢી લીધો, ત્યારે મને આ બધા વર્તાવમાં તેની મુગ્ધતા અને નાદાની દેખાઈ પણ ત્યારે

હું ન સમજી શક્યો કે તે મારી ચારે તરફ ફેલાવતી એક જાળનો તંતુ હતો.

હું છુટકારો મેળવવાનો ઉપાય શોધવા લાગ્યો. ઉતાવળા થવાથી છુટકારો મળવાની સંભવના ન હતી. ઉલટું એમ કરવાથી પારાવાર નુકશાન થવાની સંભવના હતી. કોઈપણ ઉપાયે તેને બહાર મોકલવી જોઈએ. કયો ઉપાય યોજવો ? વાત કેવી રીતે શરુ કરવી ? પણ જ્યાં સુધી તે અહિયાં રહેશે ત્યાં સુધી મારા હૃદય પર બોજો લદાયેલો રહેશે. બધા ઉપાય નકામા નીવડવાના. ત્યારે...અને એક બીજો ઉપાય સૂઝ્યો. ઉપાય સારો હતો. તે જે કૃત્ય કરી રહી છે તે ઘણું જ ખરાબ છે, નિંદનીય છે વગેરે, વગેરે ઉપદેશી તેને બહાર મોકલવી. હું શહેર–નિવાસીને આ ગ્રામ્ય યુવતીને પતિવ્રતા ધર્મનો ઉપદેશ દેવાનો મોકો પરમાત્માએ આપ્યો છે તે જોઇ મને હસવું આવી ગયું. મેં મસ્તક ઉંચું કરી ચેન્નમ્મા તરફ જોયું. તે બારણાં તરફ પીઠ કરીને ઊભી હતી. મને હસતાં જોઈ તે પણ હસી પડી. કદાચ મારા હાસ્યનો તેને ઉંધો અર્થ કર્યો ન હોય ! મેં મારૂં હાસ્ય ગળી જતાં કહ્યું: “ ચેન્નમ્મા ?”

“ શું છે બાબુજી ?” કહી તે બે ત્રણ કદમ આગળ આવી ઊભી રહી.

મેં તેને બેસવાનું કહ્યું અને તે બિસ્તરા પર મારી પાસે જ બેઠી. હું જરા દૂર ખસીને બોલ્યો: “ ચેન્નમ્મા ?”

તેણે ધીરેથી પૂછ્યું: “ શું છે બાબુજી ?” તેના અવાજમાં મોહકતા હતી.

મેં કહેવું શરુ કર્યું: “ ચેન્નમ્મા, જુઓ, તમારે આવી રીતે વર્તવું જોઇએ.”

“ કેવી રીતે બાબુજી ?”

"આવો...મધ્ય રાતે ચોરી ચૂપકીથી..."

તે વચમાં બોલી ઊઠી: "ચોરી ચૂપકીથી નથી આવી મારા દેવતા !"

"તો કેવી રીતે આવી ?"

તે બોલી ન શકી. મેં કહ્યું: "જુઓ, કદાચ તમારા ઘરમાં આ વાતની જાણ થાય તો તમારા પ્રાણ ન બચે...અને મારી ઇજ્જત..."

"બાબુજી, તેઓ કંઇ નહિ કહે."

મને વધુ આશ્ચર્ય ઉપજ્યું. મેં પૂછ્યું: "શું ?"

"તેઓ કંઇ પણ નહિ કહે."

"સાંભળો, તેઓ કહે યા ન કહે પણ મને આ પસંદ નથી. ચેન્નમ્મા, મારો વિવાહ થઇ ગયો છે. મને બીજાની સ્ત્રી...થી..."

"જી ! એવું કાં કહો છો ! મારો વિવાહ નથી થયો હું તો દેવદાસી છું."

"શું ? શું કહ્યું ?"

"મને દેવદાસી બનાવવામાં આવી છે."

"દેવદાસી ! દેવદાસી એટલે ?"

"હું દેવતાને અર્પણ થઇ છું."

મેં સ્ત્રીઓને દેવતાને અર્પેલી જોઇ ન હતી, પણ સાંભળી હતી; પરંતુ તેના અર્થની મને ખબર ન હતી. હવે મને ડર ન રહ્યો. વળી હું કુતૂહલમાં વિલીન થઇ ગયો. આ વિષયમાં ઉંડા ઉતરવાની ઇચ્છા થઈ એટલે પૂછ્યું: "પરમાત્માને અર્પી ? કોણે ?"

"મારા માત-પિતાએ."

"કેમ ?"

"બાબુજી, આજથી આઠ વર્ષ પહેલાં હું ઘણી જ બીમાર થઇ હતી ત્યારે માત–પિતાએ દેવતાની માનતા માની કે જો હું સાજી થઈશ તો દેવતાને અર્પવામાં આવીશ. અને હું સારી થઇ ગઇ.

"તો તમો વિવાહ કર્યા વગર રહેશો ?"

"હા બાબુજી, વિવાહ નહિ કરું."

"આમ જ રહેશો ?"

"જી હા."

"વેશ્યાની માફક !"

આ વાતથી તેનું હૃદય વિંધાઇ ગયું. એકાદ ક્ષણ માટે તેનું મોં વિલું પડી ગયું. તેના હોઠ કંપી ઊઠયા. તેના મોં પર ક્રોધની ભિષણતા છવાઇ ગઇ. ક્રૂર દ્રષ્ટિએ મને જોઇ તે બોલી: "બાબુજી, આવું આપે નહિ બોલવું જોઈએ."

તેનું પરિવર્તન જોઇ હું બ્રમમાં પડી ગયો. મેં થૂંક ઉતારતાં ધીમેથી કહ્યું.

"કેવું ?"

"અમે વેશ્યાઓ નથી એ તમારે સમજવું જોઇએ."

મને ફરી આશ્ચર્ય થયું. અવિવાહિત નારી અને આવો વર્તાવ; છતાં પણ કહે છે કે હું વેશ્યા નથી. મને ક્રોધ પણ આવી ગયો. મેં કહ્યું: "વેશ્યા નહિ તો વળી બીજું શું ? વિવાહ કર્યા વગર કુલિનની માફક રહેવું છોડી આમ આ પ્રકારે મધ્ય રાત્રે અજાણ્યા પુરૂષની સામે ચાલી આવવું......"

"બાબુજી, હજુ સુધી આપને વિદીત નથી થયું ? દેવદાસી તો વિવાહ કરીજ ન શકે."

"કેમ ન કરી શકે ?"

"દેવતાની સેવા માટે અર્પણ થઈ છું તેથી. નહિતો અમારો નાશ ન થાય ?"

"વિવાહ કર્યા બાદ દેવતાની સેવા નથી થઈ શકતી ?"

"જી નહિ, જો વિવાહ કરવામાં આવે તો પછી આપના જેવાની સેવા કેવી રીતે થઇ શકે ?"

"બીજાની સેવા શા માટે કરવી જોઇએ ?"

"પરમાત્માની સેવા નહિ કરવી જોઇએ ?"

"સેવા આવીજ રીતે કરાય ? પરમાત્માના નામે વૈશ્યાપણું."

તરત જ ભ્રમર ચઢાવીને બોલી: "બાબુજી, ફરી આ વાત આપના મોંએ કહેશો નહિ."

"જુઓ હું તમારો પતિ નથી, છતાં આટલી રાત વીતે તમો મારી પાસે આવ્યા છો. આ કોનું કામ છે ? અને ઉપરથી કહો છો કે હું વેશ્યા નથી."

"અમે વેશ્યાઓ નથી બાબુજી, અમો વેશ્યાઓ નથી. વેશ્યા-ઓને પૈસાની લાલચ હોય છે. તે માણસ તરફ જોતી નથી. તેમને દેવતાઓની સેવાનો મતલબ નથી હોતો. એ ધંધો જ તેમનું જીવન હોય છે બાબુજી !"

"અને તમો ?"

"અમે ધનને સ્પર્શ નથી કરતા. જેવા–તેવા માણસને પાસે આવવા દેતાં નથી. આપ જેવા કુલિન–સજ્જન પુરુષ આવી જાય તો તેમની સેવા પરમાત્માને સંતુષ્ટ કરે છે. અમને વેશ્યા ન કહો બાબુજી !"

"તારી આ 'સેવા'ની બાબત તારા માતાપિતા જાણે છે ?"

"તેમણે જ મને દેવતાને અર્પણ કરેલી છે. તેમને આ વાતની ખબર ન હોય એવું બને જ કેમ ?"

"સારું, ત્યારે તને તેમને મોકલી છે નહિ વારુ? તેમને કેવી રીતે ખબર પડી કે હું આ સ્વીકારું છું?"

આ પ્રશ્નનો ઉત્તર તેણે ન આપ્યો. હસતાં મનોહર ગતિથી ગર્દન ફેરવી તીક્ષ્ણ નજરે નિહાળતાં બોલી: "આપે અમારા નોકરને પૂછ્યું હતું કે હું કોણ છું અને શું કરું છું!"

તે નોકરનું વ્યંગમાં હસવું અને તેનું 'કેમ બાબુજી' નો અર્થ મારી સમજમાં આવ્યો. મારા મોંમાંથી નીકળી પડયું: "હે પરમાત્મા!"

"ઠીક છે ચેન્નમ્મા! મેં નોકરને જાણવાની ખાતર જ પૂછ્યું હતું. ચેન્નમ્મા, મારી લક્ષ્મીના સોગન ખાઇને કહું છું કે મારો આ પ્રશ્ન પૂછવામાં બીજો કોઇ આશય ન હતો."

"અરે રામ! રામ! આ તમે શું બોલ્યા! જવા દો બાબુજી, આટલા માટે આપ સોગન ન ખાવ."

"ચેન્નમ્મા, કહો! એક વાર ગયેલા પ્રાણ ફરી પાછા આવે છે?"

ચેન્નમ્મા ચૂપ રહી.

"બોલો!"

"ના બાબુજી."

"તો સાંભળ, માન જેવી વસ્તુ જ સ્ત્રીના પ્રાણ છે. જે સ્ત્રી પ્રાણ ગુમાવે છે તે શૂનીથી પણ બદતર થઈ જાય છે. તારા માટે જે કંઈ છે તે માન જ છે. તેને આ પ્રમાણે નહિ વેચવું જોઇએ. જ્ઞાનીઓએ કહ્યું છે કે માન-વિહોણી સ્ત્રીને નર્કમાં પણ સ્થાન મળતું નથી."

"બાબુજી, આપનું કહેવું એમને માટે યથાર્થ છે જેઓ વિવાહ કરી પતિની સાથે રહે છે. જો તેઓ અમારી માફક દિક્ષા ગ્રહણ કરી વર્તે તો તેમને નાત બહાર મૂકવામાં આવે છે પણ અમારા

માટે એવું નથી. અમારે માટે તો દેવતાની સેવા એ જ અમારૂં પરમ કર્તવ્ય છે.

"નહિ ચેન્નમ્મા, તું જાણતી નથી. સાંભળ, કદાચ પરમાત્માના નામ પર સ્ત્રી માન ત્યાગ કરે તો પરમાત્મા સંતૂષ્ટ થશે? જે દેવતાને તું અર્પણ થઈ છે તેની સેવાની કોણ મના કરે છે? પણ આમ શા માટે માન ગુમાવવું જોઇએ?"

"બાબુજી, આપ જેવા સજ્જન જ અમારા દેવતા છે. આપની સેવાથી જ અમોને પૂણ્ય મળે છે."

તેની વાત સાંભળી મારા મોંમાથી નીકળી પડયુ: "હાય પરમાત્મા! તારા નામે કેટલો અન્યાય અને પાપાચાર પ્રવર્તી રહ્યા છે!" થોડી વાર ચૂપચાપ બેસી વિચારી રહ્યો.

અવનીમાં આવી કેટલીયે અસહ્ય રુઢીઓ પરમાત્માના નામ પર છે. પરંતુ આ કામ! આવી રીતે આ લોકો તો દેવતાને માને છે? પરમાત્માના નામે આ પ્રમાણે હેવાનીયત ભર્યાં કૃત્યો કરે છે. તેમની દશા શી થશે? આ છોકરી તો નાદાન ગ્રામ્ય–યુવતી છે એમાં સંદેહ નથી. કામી સ્ત્રીઓના લક્ષણ જૂદા હોય છે. આ તો રુઢિનું બલિ થઈ છે. નાદાન છે. તેના આ કૃત્યથી દેવતા પ્રસન્ન થશે એટલુંજ જાણે છે–તેના પર તેનો પૂર્ણ વિશ્વાસ છે. હાય! હાય! પરમાત્મા! માત–પિતાના પોતાના હાથેજ પુત્રીને પાપ કુંડમાં ધકેલી રહ્યા છે. તેમની શી ગતિ થશે? તેઓએ તો સમજી રાખ્યું છે કે આ માનતાથી પુત્રી બચી ગઈ; પરંતુ તેમને કયાં ખબર છે કે આજે દરેક પ્રતિક્ષણે તેનું સ્ત્રીત્વ મરી રહ્યું છે! એક દિવસ જીવનમાંથી હાથ ધોઇ બેસવાની અપેક્ષાએ, પ્રતિદિન રીબાઈ રીબાઈને મરવું એ કેટલો ભયંકર અપરાધ છે? તેમણે પૂર્ણ વિશ્વાસ છે કે તે જે સેવા કરી રહી છે તે સત્ય છે, જીવનની અંતિમ ઘડી સુધી આ કૃત્ય જાળવી રાખવું જોઇએ એજ પરમાત્માની ઇપ્સિત સેવા

છે વિવાહિત સ્ત્રીને માટે જે કાર્ય નિંદનીય છે, તાજ્ય છે તેને તે પોતાના જીવનનો ધર્મ સમજી રહી છે, આ ધર્મને અનુકૂળ તેના માત-પિતા પણ છે. તેઓ પણ શું કરી શકે ? ખુદ જ્યાં તેઓ પણ અંધપરંપરના શિકાર બનેલ છે.

આવા વિચારોથી મારું હૃદય ચૂર્ણ-વિચૂર્ણ થઇ ગયું. મેં દીર્ઘશ્વાસ મૂકયો. ચેન્નમ્માએ મારી સામે જોયું. તેના મોં પર વેદના દેખાતી હતી. વિવાહ કરી અન્ય સ્ત્રીઓની માફક સુખમય દાંપત્ય જીવન વિતાવવું છોડી તે આ હેવાનીયત રુઢીનું બલિ બની હતી તે જોઇ મારું હૃદય દ્રવી ઉઠયું. આંખો ભીની થઇ ગઇ.

“ચેન્નમ્મા, તારો જે દેવતા છે તેણે તારી રક્ષા કરવી જોઇએ” કહી મેં મારા આંસુ લુછ્યા. મારા આંસુ જોઇ ચેન્નમ્મા ડરી ગઇ અને તે હજુ પણ વધુ પાસે ખસી આવી. આ વખતે મને દૂર હઠવાની ઇચ્છા ન થઇ. તેનું માનસ પાપી ન હતું. અજ્ઞાનતાના લીધે જ તેનો દેહ પાપનો ભાગીદાર બન્યો હતો. કમળ પત્ર પર ચમકતા ઓસ-બિંદુઓની માફક તેનો આત્મા શુદ્ધ હતો. તેની સરળતા જોઇ મને દયા આવી. તેને જેમ જેમ જોતો ગયો અને વધુ વિચારતો ગયો તેમ તેમ મારી આંખોમાં આંસુ વધુ આવ્યા. મારા અશ્રુથી તેનો પાપી દેહ ધોવાની ઇચ્છા થઇ. મારા દેહ અને આત્મામાં તેના પ્રતિ સ્નેહ પેદા થયો. ધીમેથી મેં તેનો હાથ પકડયો. મારા શરીરમાં કંપારી વછૂટી; છતાં તેનો હાથ ન છોડયો. તેની અંગુલીઓ પર મારો કર ફરતાં તેના અંતરે ધીમેથી પોકાર કર્યો. તે હજુ પણ વધુ મારી સોડમાં લપાઇ ગઇ અને મસ્તક ઝુકાવી ધીમેથી પૂછ્યું: “શું છે દેવતા.”

તેના મુખ મંડળ પર વેદનાની છાયા દેખાઇ રહી હતી. તેનું મોં જોતાં મેં પૂછ્યું: “ચેન્નમ્મા, તેં મને દેવતા કહ્યો, ખરું ને?”

“જી હા. આપ મારા દેવતા છો.”

"મારું કહેવું તારે કરવું જોઇએ ને ?"

"આપની દાસી છું, કહો મારા દેવતા."

"હવે ભવિષ્યમાં તારે આવા પાપ કર્મ નહિ કરવાના સમજી ?"

"ત્યારે પરમાત્માની માનતા ?"

"માનતા નાખ જહન્નમમાં ! તેં આજ પહેલા કોઇની સેવા કરી છે ?"

"તેણે શીર ઝુકાવ્યું."

"તેં કોની સેવા કરી છે ? કેવા પ્રકારથી સેવા કરી છે ? એ તું જાણતી નથી. આજે મને દેવતા કહી તું મારી સેવા કરવા આવી. એકની એંઠ બીજાને ધરાવાય ? ચેન્ની, તુ જાણતી નથી; પણ આ ઘ્રુણિત પાપ કર્મ છે. સમજત તો કદાપી તું આવું કૃત્ય ન કરત. જરા વિચાર કરી જો તારામાં અને વેશ્યા વચ્ચે કેટલું અંતર છે ! તેમને આ આજીવિકાનું સાધન છે. અને તારે આજીવિકા માટે કોઇ ચીજની કમી નથી; પરંતુ આ બન્ને પાપ એક જ છે. પરમાત્મા આ પાપનો કદી સ્વીકાર કરતા નથી. ચૂપકીથી ચેન્નમ્મા આ બધુ સાંભળી રહી હતી. તેનું વદન ક્રાંતિ–હિન થઇ ગયું. દેહ નમી ગયો. મેં ધીમેથી તેનો હાથ હલાવ્યો. શીર ઉઠાવી તેને મારી તરફ જોયું. તેની દ્રષ્ટિમાં ભૂલેલા–ભટકેલાં બાળકની અસહાયતાની છાયા હતી. મારી વાતો તેના હ્રદયને અસર કરી રહી હતી.

"ચેન્નમ્મા, મારી વાત સાચી છે ને ?"

"નહિ જી." તેણે શીર ઝુકાવ્યું. જોત જોતામાં તેના નેત્રોમાંથી બે બુંદ આંસુ ગાલ પર ઢળી પડયા. તેને મારા સવાલનો ઉત્તર મળી ગયો. તેના પરિશુદ્ધ આત્માની ચારે તરફ ફેલાયેલો અંધકાર, અજ્ઞાન દૂર કરવાનું મારા ભાગ્યમાં લખ્યું હતું ! કોઇ માણસ એક માર્ગ ગ્રહણ કરી વિચારેઃ હવે હું મારા ઇચ્છિત

સ્થળની નજીક આવી પહોંચ્યો છું. અને તે વખતે કોઇ કહે એ તારો રસ્તો ખોટો છે. આ રસ્તે તમે તમારા સ્થાને નહિ પહોંચી શકો. આપનું સ્થાન અહિયાંથી ઘણું જ દૂર છે, તો તેના મનમાં કઇ ભાવના ઉઠશે ? લગભગ એવી જ ભાવના મેં ચેન્નમ્માના હૃદયમાં પેદા કરી હતી.

ચેન્નમ્મા ઘણું રડી. મેં તેને આશ્વાસન આપ્યું. "જુઓ ચેન્નમ્મા, મને તારો ગુસ્સો નથી ઉપજ્યો. બોલો, ઉપજ્યો છે ?"

એક દર્દભર્યા અવાજમાં તેણે કહ્યું: "ના બાબુજી."

"તો તને મારા પર ગુસ્સો..."

"હાય ! નહિ દેવતા. આવું ન કહો ! આપને જોઇ આપના ચરણોમાં આળોટવાની ઇચ્છા થાય છે."

તે મારા પાદસ્પર્શ કરવાની તૈયારી કરતી હતી. પરંતુ મેં તેને ઊઠાવી કહ્યું: "ચેન્ની, મારા હૃદય પર હાથ મૂકીને સોગન ખા કે હવેથી આવું કામ નહિ કરું."

ચેન્નમ્માએ મારા હૃદત પર હાથ મૂક્યો. વેદનાભર્યા કંપતાં અવાજે તે બોલી. "દેવ આઇંદા...કામ...નહિ કરું !"

મારા હૃદયનો ભાર ઉતરી ગયો. મેં એક દીર્ઘ નિશ્વાસ છોડયો. રાત ઘણી જ વીતી ચૂકી હતી પણ નિંદ આવવાનાં ચિહ્ન દેખાયાં નહિ. મનમાં શાંતિ સ્થપાવા લાગી. ચેન્નમ્માને એક વાર વધુ નિહાળી લીધી. મને બહાનું મળી ગયું: "જાઓ ચેન્નમ્મા, સુઇ જાવ." કહી હું ઊભો થયો. તે પણ ઊઠી. બારણાં સુધી તેની સાથે જઇ મેં બારણું ખોલ્યું. બારણાં પાસે તેનો હાથ ફરી પકડી "ચેન્ની, ચેન્ની મને તારા પર ક્રોધ બિલકુલ નથી." કહી બે હાથમાં તેનું મોં પકડી કપાળ પર ચુંબન કર્યું. ચેન્નમ્મા જતી રહી.

: ૬ :

**સવારે** જાગ્યો ત્યારે કરિયપ્પાજી મારી પથારી પાસે ઊભા હતા તેમણે જ મને જગાડ્યો હતો. તેઓ અંદર કેવી રીતે આવ્યા તે મને સમજાયું નહિ. કદાચ સૂતી વખતે બારણું બરાબર બંધ કર્યું નહિ હોય. "શું છે કરિયપ્પાજી!" પૂછતાં હું આંખો મસળતો ઊઠી ઊભો થયો.

"હાય!...શું કહું બાબુજી!...હાય મારી પુત્રી!...મારી ચેન્ની...!" કહેતાં કહેતાં તેઓ જમીન પર પડી આળોટવા લાગ્યા. અવ્યક્ત ભયથી મારું હૃદય ધડકવા લાગ્યું. એટલામાં કોઈએ આવી કહ્યું: "બાબુજી, ચેન્નમ્મા બગીચાના કુવામાં પડી..."

તેની વાત પૂરી સાંભળી ન સાંભળી બગીચાના કુવા તરફ દોડ્યો. કુવા પાસે દસ બાર માણસો ઊભેલા દેખાયા. એક નિરર્થક આશા ચમકારા મારી રહી હતી કે હજુ તેના પ્રાણ ગયા નહિ હોય. તેણે રાતે કુવામાં પડતું મૂકેલું હોઈ અત્યારે તેના જીવનની આશા નકામી હતી. હું પાસે જઈ ઊભો રહ્યો. બધાએ મને રસ્તો કરી આપ્યો. જોયું! હાય! પરમાત્મા! કેવું દ્રશ્ય મેં જોયું! આંખે અંધારાં આવવા લાગ્યાં. હૃદયનું રક્ત આંખોમાં ઉમટી આવતું લાગ્યું.

× × ×

એટલું જ યાદ છે કે જ્યારે ભાનમાં આવ્યો ત્યારે મારા મોં પર—આંખો પર બે ત્રણ માણસો પાણી છાંટી રહ્યા હતા. મારા નાકમાંથી લોહી વહી રહ્યું હતું.

શબમાં પ્રાણ છે કે નહિ તે જોવાને અડ્યો. પણ હાય! ખાલી ભ્રમ હતો. પોતાનો ભ્રમ જોઈને પોતે જ કહી દીધું. 'પાગલ કહીંનો.' તેના દેહમાં જે વિમળ હિમ કિરણો હતાં તે તો ક્યારનાંય ઉડી

ગયાં હતાં. અમૃત સૂકાઈ ગયું હતું અને તેના વિષનું આવરણ-માત્ર રહી ગયું હતું.

હું ત્યાં વધુ વખત ન રોકાયો.

: ૭ :

તેજ દિવસે સાંજે મેં એ ગામ છોડયું. જતી વખતે ચેન્નમ્માની તસ્વીર તે ઘરમાં મૂકીને આવ્યો હતો. પણ આવી સુંદર પુત્રી ગુમાવનાર માત-પિતાને તે તસ્વીર શું શાંતવન આપી શકશે ?

રસ્તામાં વિચારતો હતો—પોલીસે તો 'આત્મહત્યા' કહી કેસ ફાઈલ કર્યો હશે. પણ ખરી રીતે તો મેં જ તેની હત્યા કરી હતી ! આ વિચાર મારા મનમાંથી ખસતા ન હતા. મારો બધો ઉપદેશ તેને સારો લાગ્યો હશે. એથી જીવવા કરતાં મરવું બહેતર સમજી કુવામાં. પડતું મૂકયું હશે. હવે મને ખબર નહતી કે જ્યારે મેં તેને મારા ઓરડામાંથી બહાર મોકલી ત્યારે તેના હૃદયમાં મૃત્યુની ભાવના ફેલાઈ ચૂકી હતી. જો મેં તેને ઓરડામાંથી બહાર ન મોકલી હોત તો કદાચ તે મૃત્યુના સંકલ્પનો ત્યાગ કરત. તેના મનમાં મૃત્યુનો વિચાર ઉત્પન્ન કરનાર જો કોઈ પણ હોય તો તે હું જ હતો એમાં કોઇ વાતનો સંદેહ નથી. તેના ધર્મ—અધર્મનો નિર્ણય કરવાનો મને શો અધિકાર હતો ? મારા આ નિર્ણયે જ તેને કુવામાં પડતું મૂકવા પ્રેરી હશે. હાય ! મેં જ તેની હત્યા કરી ! પરમાત્માને આનો એક દિવસ જરૂર જવાબ આપવો પડશે. શો જવાબ આપીશ...?

વિચારોનો અંત ન હતો. કાલે હું ઘેર પહોંચીશ. આ વાત સાંભળી મારી લક્ષ્મી કોણ જાણે શું ય કહેશે ?

'આનંદ'

# બાતાસી

**બાતાસી** હોડીવાળાની છોકરી હતી. બાપ નથી, મા નથી, ભાઇ નથી—છે એક માત્ર વૃદ્ધ દાદીમા. બધાં મરી ગયા છે. જેઓ પછી મરવા જોઇતા હતા તેઓ પહેલાં જતા રહ્યા. એક બાકી રહી ગઇ છે વૃદ્ધા અને તેનું અવલંબન એક માત્ર બાતાસી.

બાતાસીના નામની પાછળ ઇતિહાસ રચાયો છે. બાતાસીના માબાપને મોટી ઉંમર સુધી એકે સંતાન ન હતું. કેટલાયે દેવોની માનતા માની. પરંતુ દેવોના બકરો, બળદ, વગેરેની પૂજાના લોભથી સંતાનની આકાંક્ષાવાળો માછીમાર હતાશ થયો હતો. છેવટે એક દિવસે તેની સ્ત્રીએ ગંગામાતાને પતાસા ચઢાવવાની માનતા માની. તે વખતે ગંગામાતાને પતાસા ખાવાનું મન થયેલું હોવું જોઇએ; એટલે પતાસાના લોભમાં ભોળવાઇ ગયા. માછીમારને ઘેર છોકરીનો જન્મ થયો. છોકરીની છઠ્ઠી પૂજાના દિવસે એક મણ પતાસા ગંગામાતાને ધરાવી તેનો પરસાદ આખા મહોલ્લામાં વહેંચ્યો.

પુરોહિતે કહ્યું: "પતાસા–બતાસાની માનતાથી છોકરી આવી છે તો તેનું નામ બાતાસી પાડો."

પુરોહિતના કહેવાથી તેનું નામ આતાસી પડયું.

આતાસીની ઉંમર તેર વર્ષની થઇ ત્યારે તેના પિતાને લાગ્યું કે હવે આતાસીનો વિવાહ કરવો જોઇએ. માછીમારની છોકરી મોટી ઉંમર સુધી અવિવાહિત રહે તો નાતજાતમાં વાતો થતી.

રામમોહનને એકની એક પુત્રી હતી. જેટલા દિવસ ઘરમાં વધુ રાખી શકાય તેમ સારૂં. આ વિચારથી મા-બાપે લગ્નની કંઇ ઉતાવળ ન કરી. પણ તેઓએ પોતાના મનમાં મુરતિયો ગોતી રાખ્યો હતો. હરિ હાલદારનો પુત્ર સ્વરૂપ ઘણો સારો છોકરો હતો. હરિ હાલદારના ગામની પાસે ઇચ્છામતી નદીમાં હોડી હંકારી એ પૈસા કમાતો હતો. હોડી હંકારવાની કળા તો તેને પોતાના બાપ-દાદાનીજ હોય તેમ સાધ્ય કરી હતી. સામે કાંઠે લઇ જવા માટે તેના સિવાય બીજું કોઇ નીકળતું નહિ. હરિએ જ જાણે ઘાટનો ઇજનેરો રાખી લીધો હતો. આતાસીના માતાપિતાની ઇચ્છા સ્વરુપ સાથે પુત્રીના લગ્ન કરવાની હતી. આટલા દિવસ તો આજે-કાલે વાત કરીશું એમાં જ વીતી ગયા હતા.

હવે છોકરી તેર વર્ષની થઇ હતી. એટલે વધુ સમય રાહ જોવી પાલવે એમ ન હતું. રામમોહને કહેણ મોકલાવ્યું. ખુશીથી હરિએ કહેણ કબુલ્યું. છોકરી સુંદર હતી. બંને બચપણમાં સાથે ખૂબ રમ્યા હતા. હોડીમાં સાથે ફર્યા હતા. બંનેને ખૂબ પ્રેમ હતો.

પરંતુ લગ્ન લેવામાં વિલંબ થયો. સ્વરૂપ તે વખતે વીસ વર્ષનો હતો. એકી ઉંમરે છોકરાના લગ્ન લેવાની સ્વરૂપની માએ ના પાડી.

રામમોહને કહ્યું: " એટલી બધી ઉતાવળ કંઇ નથી. ભલે એક વર્ષ પછી લગ્ન થાય."

વરસ પુરું થતાં ન થતામાં તો સ્વરુપની મા મરણ પામી.

ગામના દશ માણસોએ કહ્યું: "એક વરસ મરણનો શોક પાળવો જોઈએ. તેની પહેલાં લગ્ન કરવું એ શાસ્ત્રની વિરુદ્ધ છે."

રામમોહને કહ્યું: "સારું, આટલા વરસ ભેગા એક વરસ વધારે."

આ પ્રમાણે બે વરસ વીતી ગયા. બાતાસીની ઉંમર પંદર વર્ષની છે, લગ્નની તૈયારીઓ થવા માંડી છે. હરિ હાલદારનો વધુ આગ્રહ હતો; તેના ઘરમાં કોઈ સ્ત્રી ન હતી. પરંતુ એનો આગ્રહ એટલે શું થઈ ગયું ? ખુદ બ્રહ્મા જ રિસાઈને બેઠા. બ્રહ્માએ પોતાનું ધાર્યું કરવા કોલેરા દેવીને ગામમાં મોકલ્યા. ગામમાં હાહાકાર મચી ગયો; દેવીએ પોતાની શરૂઆત માછીમારના મહોલ્લાથી કરી કારણ કે એ મહોલ્લો નદી કિનારે આવેલો ખરોને !

આજે આ ઘરમાંથી રસીકદાસ ગયા, કાલે ફટીકનો દિકરો ગયો અને પરમદિવસે હરિ હાલદાર પર આક્રમણ થયું. અઠ્ઠાવીસ કલાકમાં તે ઉપડી ગયો. રામમોહને પોતાના ભાવી વેવાઈની જીવનદોરી લંબાવવા રાતદિવસ સેવા ચાકરી કરી. રામમોહન પણ કોલેરાનું બી લઈ ઘેર આવ્યો, ઘેર આવીને જુએ છે તો એની સ્ત્રી એના પહેલા જવાની તૈયારી કરી રહી છે. એક જ દિવસ એક જ વખતે પતિ–પત્ની બંને ચાલ્યા ગયા. દેવી રામમોહનની વૃદ્ધ માને કંઈ બોલ્યા નહિ, બાતાસીને કંઈ બોલ્યા નહિ, પછી નાનકડા હરીપુર ગામના ૧૩૯ માણસનો નિકાસનો હિસાબ કરી દેવી બીજે ગામ ચાલ્યા ગયા. બાતાસીનું લગ્ન થાળે પડી ગયું, કોણ કોને પરણાવે ?

બે ત્રણ મહિના વીતી ગયા. રામમોહને છોકરીના લગ્ન સારૂં ત્રણસો રૂપિયા ભેગા કર્યા હતા; તેમાંથી બાતાસી અને તેની વૃદ્ધ દાદી જીવન ગુજારો કરવા લાગ્યા.

એક દિવસ પુરોહિત રામમોહનને ઘેર આવ્યા. વાત પરથી વાત નીકળતા તેમને કહ્યું: "મોહન તો ચાલ્યો ગયો. હવે તો ભાળ-

સંભાળ મારે જ લેવાની રહી! હવે તો છોકરીને કોઈ પણ રીતે પરણાવી દેવી જોઈએ. કેમ?"

બુઠ્ઠી બોલી: "આપને યોગ્ય લાગે તેમ કરો. હવે અમારૂં તમારા સિવાય કોણ રહ્યું છે?"

પુરોહિતે કહ્યું: "હું સ્વરૂપને વાત કરીશ અને ગામના દશ મોટા માણસોને કહીશ. આ શુભ કાર્ય આ માસમાં જ પતી જાય એમ કરીશ. તમે તમારે લગીરે ચિંતા ન કરશો."

આમ કહી પુરોહિત વિદાય થયો.

બાતાસી ઘરમાં હતી. તેને આ બધું સાભળ્યું હતું; પુરોહિતના ગયા પછી બાતાસીએ પોતાની દાદીમાને કહ્યું: "દાદીમા, મેં બધું સાંભળ્યું છે, તારે બોલવું હોય તે બોલજે, કરવું હોય તેમ કરજે, પણ હું લગન નહિ કરું. બાપ ગયા, મા ગઈ, હવે મારે લગ્નને શું કરવા છે?"

પૌત્રીની વાત સાંભળી બુઠ્ઠી અવાક થઈ ગઈ. થોડીવાર ચૂપ રહી બોલી: "બાતાસી, આ તું શું બોલે છે? લગ્ન નહિ કરે? આતે કેવી વાત! આવું ગાંડું ઘેલું ન બોલીએ દિકરા! લોકો શું કહેશે?"

બાતાસી ગુસ્સે થઈ બોલી: "ભલે લોકો ફાવે તેમ બોલે! મારે કંઈ દશબાર ભાઈબેન નથી કે હું લોકોના બોલવાની દરકાર કરૂં! જે હતા તે બધા ચાલ્યા ગયા; હવે હું લગન કરવાની નથી.

ગુસ્સે થઈ બોલી: "અભાગિણી, લગન નહિ કરે તો ખાઈશ શું? તારો બાપ કંઈ માલ-મતા મૂકીને નથી ગયો, બેઠાબેઠા ખાવાથી તો રાજાના ભંડાર પણ ખૂટી જાય. છેવટે કપાળે કલંક ચોટવાનું જ?"

બાતાસી બોલી: "રામમોહન માછીની છોકરીને કલંક લાગે એ કદી ન બને. મારા તરફ કુનજરે જોવાની આ સાત ગામમાં

કોઈની મગદૂર નથી. ખાશે શું ? માછીની છોકરી–ખાશે શું ? તું બુઢ્ઢી થઈ છે. ઘેર બેસી રહેજે. હું ગામે ગામ માંછલા વેચીને તને ખાવા આપીશ. હવે બીજો શો ભય છે ?"

હવે વૃદ્ધા મૂળ વાત છૂપાવી ન શકી; બોલી: "બહેન! બધો ભય છે. એક તો તારું યૌવન ! ને એમાંય આ તારું રૂપ; બધો ય ભય છે; બધોય ભય છે. આટલી મોટી છોકરી કદી કુંવારી રહી સાંભળી છે ? એતો કોઈ ન રહે બહેન !"

બાતાસી બોલી: "તારે જેમ બોલવું હોય તેમ બોલ ! હું તો આ જન્મે લગ્ન નથી કરવાની."

વૃદ્ધા બોલી: "કેમ, સ્વરૂપ નથી ગમતો ? તો તેને જવા દઈએ. આપણે બીજે તપાસ કરીએ."

બાતાસી: "જો તેં ફરીથી લગ્નની વાત કરી છે તો હું મારે મન ફાવશે ત્યાં જતી રહીશ."

વૃદ્ધા હતાશ થઈ બોલી: "મારાથી તને નહિ પહોંચાય. મને તારા વર પાસે જવા દે."

વૃદ્ધા ખરેખર સ્વરૂપને ઘેર ગઈ, તેણે બધી વાતો કહી સંભળાવી. સ્વરુપ થોડી વાર વિચાર કરી બોલ્યો: "તમે તમારે નિરાંતે ઘેર જાવ. હું બાતાસીને સમજાવીશ."

સ્વરુપે ઘણા પ્રયત્નો કર્યા. ઘણું સમજાવી; પણ બાતાસીની 'ના'ની 'હા'ન થઈ. "હું લગ્ન નથી કરવાની. તારી સાથે નહિ–બીજા કોઈની સાથે ય નહિ."

એક દિવસ સ્વરુપે બાતાસીને કહ્યું: "જો બાતાસી, તારા માટે જ હું આટલા દિવસ બેસી રહ્યો છું. મારુ આ દુનિયામાં કોઈ નથી. તને શું એમ લાગે છે કે હું તને ચાહતો નથી. તું શું એમ માને છે કે હું તારા પ્રેમના કોડ પૂરા પાડી શકીશ નહિ ? બાતાસી

મને રાતદિવસ તારાજ વિચાર આવે છે. વાવાઝોડામાં રાતના વખતે જ્યારે લોકોને સામે પાર લઈ જાઉં છું ત્યારે તારું સ્મરણ કરવાથી મને બળ મળે છે. જ્યારે એકલા ઘરમાં અંધારી રાતે એકલો રાંધતો હોઉં છું ત્યારે તારા જ વિચાર આવે છે. કેટલીય વખત તારા વિચારમાંને વિચારમાં રાતે વીતી જાય છે અને ખાવાનું એમનું એમ પડ્યું રહે છે. પછી સવારે જ્યારે તને જોઉં છું ત્યારે મને યાદ પણ નથી આવતું કે ગઇ રાતનો મારે ઉપવાસ છે. બાતાસી......"

સ્વરુપ આગળ કંઈ બોલી શક્યો નહિ. તેના ચક્ષુ, અશ્રુથી ભીના થઇ ગયા.

સ્વરુપનું કહેવું સાંભળી બાતાસીનું મન પીગળ્યું કે ન પીગળ્યું તે ખબર નથી. પણ આજે તેણે સ્વરુપની સાથે ઘણી વાતો કરી. તે કદી સ્વરુપના બોલવા તરફ ધ્યાન આપતી નહોતી. આજે તેણે સ્વરુપને કહ્યું "સ્વરુપ, આજે તને ચોકખી વાત કહી દઉં. જો તારે ત્યાં કોઈ નથી, મારે ત્યાં દાદીમા છે. તારી સાથે લગ્ન કરું તો દાદીમા ક્યાં જાય? તું કહીશ. 'મારા ઘેર રહેવા આવે.' પણ એમ કદી ન બને. રામમોહન માછીની મા મૂઠી ધાન માટે જમાઈને ત્યાં રહે એ મારાથી જરા પણ સહન ન થાય. હું જાતે માંછલા વેચી દાદીમાને ખવડાવીશ. પણ એને તારે ત્યાં શું કામ આવવા દઉં? અભિમાન કહે, જે કહેવું હોય તે કહે; પણ હું જે કરવાની છું એ જ કરવાની. કદાચ તું એમ કહીશ કે હું તારે ઘેર રહેવા આવું તો? તને હું ચાહું છું કે નહિ એ વાત જૂદી છે. પણ તારે ઘર જમાઇ શા માટે થવું જોઇએ? જે પોતાના બાપનું ઘર છોડી લગ્નના લોભે ઘર જમાઈ રહેવા તૈયાર થશે તેને હું નહિ પરણું. હવે વધુ તું મને કંઇ ન કહીશ. હવે પછી તેં મારી પાસે લગ્નની વાત કાઢી છે તો હું તારી સાથે બોલીશ નહિ.

સ્વરુપ મૂંગો બની બાતાસીની વાત સાંભળી રહ્યો હતો. તેની વાત પૂરી થતાં સ્વરુપ બોલવા જતો હતો, પરંતુ બાતાસી એકદમ ઘેર જતી રહી.

હવે બાતાસી માંછલા વેચે છે. નદી કિનારે ફરી ફરીને માછીઓ પાસેથી માંછલા ખરીદી સામે પાર આવેલા બજારમાં વેચવા જાય છે. ત્યાં માછલાં વેચી નદી ઓળંગી ઘેર આવે છે. શરૂઆતના દિવસોમાં સ્વરુપની હોડીમાં નદી પાર કરતી હતી. સ્વરુપ લાગ મળતાં બાતાસી જોડે વાત કરતો; પણ બાતાસી કોઈ વાતનો ઉત્તર આપતી નહિ.

એક માસ ઉપર એક દિવસ થયો એટલે બાતાસી મહિનાનું ભાડુ ચાર આના સ્વરૂપને આપવા ગઈ. સ્વરૂપે પૈસા લઈ નદીમાં ફેંકી દીધા. પછી બોલ્યો: "બાતાસી તું તે માણસ છે! શું જાણીને તું મને ભાડાના પૈસા આપવા આવી?"

બાતાસીએ આનો કંઈ ઉત્તર ન આપ્યો; ચૂપચાપ ઘેર જતી રહી તે દિવસથી સ્વરુપના ઘાટેથી સામે પાર જવાનું બંધ કર્યું. એક કોશ દૂર ઘાટમાં બીજી હોડી છે. બાતાસીએ આ હોડીમાં સામે પાર જવા માંડ્યું. તેને જતાં આવતાં લગભગ બે કોશ ચાલવું પડતું પણ તેને એની પરવા ન હતી.

આ તરફ સ્વરુપની હોડીમાં દરરોજ કેટલાય લોકો પાર ઊતરતા. લોકોને દૂરથી આવતા જોઈ સ્વરુપ વિચારતો કે તેમની સાથે જરૂર બાતાસી આવે છે. પણ તેઓ ઘાટ પર આવતાં–તેઓની સાથે બાતાસી જણાતી નહિ. સ્વરૂપ દીર્ઘ નિઃશ્વાસ નાંખી હોડી છોડી દેતો. કેટલાય દિવસ તે હોડી લઈ બેસી રહેતો. તે છાતીફાટ રડતો. બાતાસીને સામે પાર ઊતારવા માટે તે રસ્તા તરફ જોઈ બેસી રહેતો.

દિવસો પર દિવસ વીતી ગયા.

હવે બાતાસી પાર ઊતરવા નથી આવતી. સંધ્યા સમયે કોઈ પાર ઊતરવા આવતું નહિ, ત્યારે સ્વરુપ હોડીમાં બેસી આકાશ તરફ જોયા કરતો; જરા અવાજ થતાં કિનારા તરફ જોઇ રહેતો. એને થતું, આ વખતે તો જરૂર બાતાસી આવે છે.

આ પ્રમાણે કેટલાય દિવસ વીતી ગયા.

એક દિવસ બપોરે ભારે તોફાન થયું. ત્રણેક વાગ્યાના સુમારે આકાશમાં વાદળાં ચઢી આવ્યા. ચાર વાગતા વાગતામાં તો તોફાન શરુ થયું; જેવું તોફાન તેવો વરસાદ. ઇચ્છામતી નદી ઘુઘવાટા કરવા લાગી. ચારે બાજુએ અંધકાર થઈ ગયો. આકાશમાં પ્રલયના વાદળ ગર્જવા લાગ્યા. સ્વરુપે દોરડા વડે હોડી બાંધી દીધી. વરસાદથી તેના કપડાં ભીંજાઇ ગયા તે એકદમ પોતાને ઘેર ગયો. ભીંના કપડાં બદલી, ચલમ સળગાવી સ્વરુપ ધૂમ્રપાનની તૈયારી કરતો હતો. તે વખતે બહાર કંઇ શબ્દ સંભળાયો. સ્વરુપે કાન માંડી સાંભળ્યું. કોઈ ઘરની પાસે આવી ઊભું રહ્યું હોય એમ જણાયું. પછી અતિ કોમળ કંઠ સંભળાયો. ‘ સ્વરુપ !’

એ હતો પરિચિત ગળાનો સ્વર ! આ કંઠસ્વર સાંભળવા માટે આજ એક માસથી સ્વરૂપ પ્રતીક્ષા કરી રહ્યો હતો. પણ આજે આ શું ? ના, ના, બાતાસી નથી. સ્વરૂપે ધાર્યું, તેને ભ્રમ થયો છે. આવાં તોફાનમાં, આવી વૃષ્ટિમાં બાતાસી તેની ઝુંપડીનાં બારણાં આગળ આવે ? એવું તે કદી બનતું હશે ? તો પણ સ્વરૂપ કાન માંડી રહ્યો.

આ વખતે શબ્દ વધુ સ્પષ્ટ સંભળાયો. કોઇ બોલાવી રહ્યું છેઃ “ સ્વરૂપ ! સ્વરૂપ ! ઘરમાં છે ને ! ”

હવે સંસય ન રહ્યો ! ખરેખર આ બાતાસીનો જ અવાજ છે ! એકદમ સ્વરૂપે ચલમ બાજૂએ મૂકી બારણું ખોલ્યું, બારણાની સામે

બાતાસી માથા પર ટોપલી લઇ ઊભી છે. તેનું આખું શરીર ભીનું અને કાદવથી ખરડાયેલું હતું.

સ્વરુપે બાતાસીને બોલવાનો અવકાશ આપ્યા વગર એકદમ તેના માથા પરથી ટોપલી ઊઠાવી લીધી અને તેનો હાથ પકડી ઘરમાં ખેંચી આણી પછી તે ચૂપ થઇ ઊભો રહ્યો.

બાતાસી બોલી: " સ્વરુપ ! મને પાર ઊતારીશ ? મારે અત્યારેજ સામે પાર જવું છે."

" પાર ! આવા ભયંકર તોફાનમાં ! આવી તડામાર વૃષ્ટિમાં ! બાતાસી બોલે છે કે ? આવા પ્રલયમાં સામે પાર જવું છે ? અને તે પણ બીજા કોઇને નહિ પણ બાતાસીને ? આ બાતાસી બોલે છે કે ?"

કદાચ સ્વરુપે સાંભળ્યું નહિ હોય એમ ધારી બાતાસી ફરી બોલી: " સ્વરુપ ! મને પાર ઊતારીશ ?"

સ્વરુપ બોલ્યો: " બાતાસી ! તને પાર ઊતારવા માટે જ હું રાતદિવસ તારી રાહ જોતો બેસી રહું છું. તું મારી હોડીમાં પાર ઊતરવા નથી આવતીને બાતાસી !"

બાતાસી કોમળ કંઠે બોલી: " સ્વરુપ, મારે પાંચ વાગતાં પહેલા આ માછલાં મૂખૂજ્જે બાબૂજીને ઘેર પહોંચાડવાના છે. ત્રણ રૂપિયા આનાના લીધા છે. મારે જવું પડશે. પેલા ઘાટે ગઈ હતી, પણ આ તોફાનમાં તેઓ હોડી છોડવાના નથી. એટલે આ વિપત્તિમાં તારી પાસે આવી છું. તું મને પાર ઊતારી દે એટલે થયું. આજના આ તોફાનમાં તારા સિવાય બીજું કોઇ સામે પાર લઈ જવાનું સાહસ કરે એમ નથી."

એવું કહી બાતાસી સ્વરુપની સામે જોઇ રહી. સ્વરુપે આવું રૂપ કોઇ દિવસ જોયું નહોતુ. આવો કોમળ સ્વર કદી સાંભળ્યો નહોતો.

તે બોલ્યો: "બાતાસી, તને સામે પાર કેમ નહિ લઇ જાઉં? તારે ગયા વિના નહિ ચાલે? તું અહીંયા રહે; હું સામેપાર જઈ માછલાં આપી આવું છું. મોટું તોફાન છે; આજે તો મોટું તોફાન છે!"

બાતાસી બોલી: "એમ તો ન બને, સ્વરુપ! તું એકલો આવા તોફાનમાં મારા વતી જાય એ ન બને; હું ય આવીશ. અંધારું વધતું જાય છે."

સ્વરુપ બોલ્યો: "બાતાસી, મારે માટે તને બીક?" આવું તો મેં કદી સાંભળ્યું નથી. ચાલ, તને આજે નદી પાર કરાવું! સ્વરુપ હાલદાર તોફાનની સાથે લડાઈ કરી જીત મેળવશે! ચાલ, આજે જ તારી સાથે પાર ઊતરવાનો વખત છે."

સ્વરુપના નેત્રોમાંથી તણખા ઝરવા લાગ્યા.

સ્વરુપે માછલાંની ટોપલી માથે ઉંચકી લીધી. બાતાસીએ બે વાંસ લીધા.

નદીમાં કેવી રીતે જવું? મહા મુસીબતે તેઓ હોડીમાં બેઠા. સ્વરુપે એક વખત આકાશ તરફ જોયું. પછી બાતાસી તરફ જોયું; પછી હોડીનું દોરડું છોડી નાંખ્યું. હોડી નાચી ઊઠી.

સ્વરુપ બોલ્યો: "બાતાસી, ત્યાં નહિ; મારા આ હલેસા પાસે બેસ. જો સ્વરુપ તને પાર ઉતારે છે કે નહિ!"

ખરેખર સ્વરુપ આજે તોફાન સાથે યુદ્ધ કરતો આગળ વધતો હતો. બાતાસી થોડી થોડી વારે બોલતી હતી. "ડાબી બાજુ, સ્વરુપ ડાબી બાજુ હોડી ખેંચ." આતૂર દૃષ્ટિએ તે સ્વરુપ તરફ જોતી હતી. કેવું અપૂર્વ કૌશળ! કેવી અગાધ શક્તિ!

સ્વરુપ એકલો બોલતો હતો. "ચલ, મારા ભઈલા ચલ. હવે એક જ, હવે એક જ—આ પેલું મોજું કાપ્યું એટલે બસ."

"શાબાશ!" પોતાના બળની વૃદ્ધિ માટે સ્વરુપ બોલી રહ્યો છે. જ્યારે તે થાકી જાય છે ત્યારે બાતાસી તરફ જુએ છે અને તેના બાહૂમાં નૂતન શક્તિ આવે છે.

તોફાનની સાથે યુદ્ધ કરીને સ્વરુપની હોડી પાર પહોંચી. સ્વરુપે એક લાંબો કૂદકો મારી હોડી કિનારે ખેંચી લીધી. પછી નદી કિનારે દોરડાની સાથે હોડી બાંધી દીધી. હજી સંધ્યા નહોતી થઈ.

સ્વરુપ થાકથી નદી કિનારે બેસી પડયો. હજી વરસાદ પડતો હતો. બાતાસીએ સ્વરૂપને કહ્યું: "સ્વરુપ, આજે હવે પાછા જવાની જરુર નથી. હોડી અહીંયાં રહેવા દે. તું મારી જોડે ચાલ. બજારમાં કોઈ દૂકાને તું રહેજે. અત્યારે મારી પાસે કંઈ પણ નથી. પણ બાબુના ઘેરથી જે રૂપિયા આવશે તે તને આપીશ. તું ખાઈ કરીને રાત દુકાનમાં જ વીતાવજે. હું બાબુના ઘરના એકાદ ખૂણામાં પડી રહીશ. કેમ બરાબર છે ને?"

સ્વરુપ ઉઠી ઉભો થયો. બોલ્યો: "એવું નહિ બની શકે બાતાસી; તને લીધા વગર હું કયાંય જવાનો નથી. તને પાર લાવ્યો છું, તો તને ઘેર પહોંચાડીશ. જ્યાં સુધી તું પાછી નહિ આવે ત્યાં સુધી તારી રાહ જોતો રસ્તા તરફ નજર કરી હોડીમાં બેસી રહીશ. માથા પરના વાદળા તૂટી પડશે તો પણ ખસીશ નહિ."

બાતાસી હસીને બોલી: "જો હું ન આવી તો!"

સ્વરુપ બોલ્યો: "તો સ્વરુપનું પણ આ જીવનમાં હોડી હંકારવાનું કામ પૂરૂં થશે. હવે સ્વરુપ કોઈને પાર નહિ ઉતારે. જેને તે પાર ઊતારવા માટે આટલો વખત જીવતો રહ્યો છે તે હવે પાર ઊતરવા ન આવે તો સ્વરુપને હોડી હંકારીને શું કામ છે?"

બાતાસી માથું નીચું કરી જોઈ રહી હતી; પછી બોલી: "તું હોડી રાખ હું માછલાં આપી આવું છું. પછી આપણે બંને ઘેર જઈએ."

એમ કહી બાતાસી માછલાંની ટોપલી માથે લઇ કિનારે ઉતરી. સ્વરુપ એકી નજરે તેને જોઇ રહ્યો. જ્યારે બાતાસી દેખાતી બંધ થઈ ત્યારે એક દીર્ઘ નિશ્વાસ મૂકી હોડી પર સૂઈ ગયો.

સાંજ પડતાં સુધીમાં બાતાસી આવી ગઈ. ત્યારે આકાશમાં એક વધુ કાળું વાદળું ઘેરાતું હતું. નદી–કિનારે અંધકાર ફેલાયલો હતો, કિનારે એક પણ હોડી નથી. બાતાસીએ બૂમ પાડી:' સ્વરુપ. ' સ્વરુપે ઉત્તર આપ્યો ' બાતાસી. ' પછી એક કૂદકે બાતાસી પાસે આવી ઊભો રહ્યો. બાતાસીએ આકાશમાંનું એક કાળું વાદળું બતાવી કહ્યું: " સ્વરુપ, આ વાદળું સારું નથી, વાદળાની ગતિ તો જો. "

સ્વરુપ વાદળા તરફ જોઇ બોલ્યો: " એનું કંઇ નહિ. એ વાદળું આવતાં આવતાંમાં તો આપણે પાર ઊતરી જઇશું. હોડીમાં બેસી જા. "

બાતાસી બોલી: " સ્વરુપ, વાદળું જોઇ કામ કર. "

સ્વરુપે તેની વાત કાને ધર્યા વગર હોડી છોડી નાંખી. પા નદી ગયા ન ગયા ત્યાં તો તોફાન શરુ થયું.

સ્વરુપ બોલ્યો: " બાતાસી, કંઇ ભય જેવું નથી; જો પેલો કિનારો દેખાય. જોતજોતામાં પહોંચી જઇશું. "

બાતાસી જરા આઘી બેઠી હતી, તે સ્વરુપની વધુ પાસે આવી બેઠી. સ્વરુપ સિંહની ગતિથી હાથ ચલાવતો હતો. તે વખતે એકાએક હાથમાંનું હલેસું ભાંગી ગયું. સ્વરુપ પાણીમાં પડતાં પડતાં બચી ગયો. હોડી મોજાં સાથે અથડાઇ. સ્વરુપ ચીસ પાડી બોલ્યો: " બાતાસી ! આ વખતે તો જરુર ગયા સમજી લે ! કોઇ ઉપાય નથી. વાંસડા કયાં છે ?"

જુએ છે તો વાંસડાનો પત્તો નથી. તેની અજાણતામાં બંને વાંસડા પાણીમાં પડી ગયા હતા.

સ્વરુપ બોલ્યો: "બાતાસી, હવે તો બચવાનો કોઈ આરો નથી. જો પેલું મોજું આવે, તે મોજામાં જ આપણી હોડી ડૂબી જવાની."

હવે બાતાસી ઉઠી ઊભી થઈ; તે બોલી: "ભય શેનો સ્વરુપ! તું મરણથી કેમ ડરે છે? આજે આપણે બંને જણા ગળે બાઝીને મરીશું. આજે મારાં લગ્ન છે! આજે મારાં લગ્ન છે!"

એમ બોલી બાતાસી સ્વરુપના ગળે બાઝી પડી. સ્વરુપે પણ કંઈ ઉત્તર ન આપતાં બાતાસીના ગળે વળગી પડયો.

પછી બાતાસી બૂમ પાડી બોલી: "સ્વરુપ, ચલ આપણે પાર ઊતરીએ."

એક પ્રચંડ મોજાંએ આવી હોડીને ઉંધી વાળી દીધી; સ્વરુપ અને બાતાસી દ્રઢ આલિંગનબદ્ધ થઈ ઇચ્છામતીના ગર્ભમાં સમાઈ ગયા.

આજે પણ વદનગંજના લોકો સ્વરૂપ–બાતાસીની વાતો કરે છે. જે ઘાટની પાસે તેમની હોડી ડૂબી ગઈ હતી, તે ઘાટને બધા 'સ્વરુપ માછીનો ઘાટ' કહે છે.

જલંધરસેન.

# ડાકુ

: ૧ :

**જ્યારે** સિકંદર પોતાની દુર્જય અને અપરાજિત સેના વડે જગતમાં ભયનું સામ્રાજ્ય ફેલાવી રહ્યો હતો, જ્યારે તેના આક્રમણના ભયને લીધે રાજવીઓથી નિરાંતે નિંદ્રા લેવાતી ન હતી, જ્યારે જગતના એક છેડેથી બીજા છેડા સુધી વિજય પતાકા ફરકાવવાની હદ સુધી તેની આકાંક્ષા વધી ગઈ હતી, જ્યારે તેની સામ્રાજ્યની ભૂખ પાગલપણાની સીમા વટાવી ગઈ હતી; ત્યારે યુનાન (ગ્રીસ)માં એક બહાદુર ડાકુના નામનો ડંકો વાગી રહ્યો હતો. એકલા યુનાનમાંજ નહિ પણ આખા યુરોપ ખંડમાં પોતાના નામની રણહાક વગાડવાની તેની આકાંક્ષા હતી.

ડાકુ યુવક હતો. તેના સપ્રમાણ અવયવો, લાંબી અને મજબૂત ભૂજા અને પહોળી છાતી તેના બળ તથા શૌર્યના પ્રશંસક હતા. તેની ભયાનક અને ડરાવતી આંખો જોનારના શરીરમાં ભયની કંપારી ઉત્પન્ન કરે એવી હતી. મોટા મોટા યોદ્ધાઓ પણ તેના નામ માત્રથીજ કંપતા હતા. આ બધુ હોવા છતાં તેના અંતઃકરણમાં દયાનો ઝરો વહેતો હતો. તેને ફક્ત ધનાઢ્યો સાથેજ વેર હતું. તેનું નામ

સાંભળતાં જ તેની ભમર ખેંચાતી હતી અને આંખો રક્તવર્ણી બની જતી હતી. પરંતુ જ્યારે કોઇ દીનદુખીયાની કરૂણ કહાની સાંભળતો ત્યારે તેનું દુશ્મનો માટે કહેવાતું પત્થરનું હૃદય પીગળી જતું. નેત્રોમાં અશ્રુ આવી જતા.

આવા વિરોધી તત્વોથી બનેલા તેના વ્યક્તિત્વની પાછળ છુપાયેલી હતી—એક અનઉકેલી સમસ્યા.

: ૨ :

ઘણા વરસો પહેલાંની વાત છે.

એજ દેશના કોઇ એક નગરમાં એક મજૂરણ ડોસી અને તેનો બાર વરસનો દિકરો ગમેતેમ કરીને દુઃખમય દિવસો વિતાવી રહ્યા હતા. તેઓ કંઇ શરૂઆતથી ગરીબ ન હતા. છોકરાનો બાપ ચૂનાનને માટે લડાતાં એક યુદ્ધમાં કામ આવી ગયો હતો. તેના મરણથી ગૃહસ્થાઇનો બધો ભાર તેની નિર્બળ પત્ની ઉપર આવી પડયો હતો. જે કંઇ ઘરવખરી હતી તે બધી ઘરમાં ધીમે ધીમે કામ આવી ગઇ અને આ દુનિયામાં સૌથી વધુ મજબૂત અને સૌથી મોટે જે ધનનો આશરો હોય છે તે સરી જતાં ગરીબાઇએ પોતાના આંચળ લંબાવી તેમને પોતાના ખોળામાં લઇ લીધા.

તે વૃદ્ધ ન હતી; પણ વિપત્તિ અને નિરંતર દુઃખ એ બંનેએ મળી તેને વૃદ્ધ બનાવી હતી, તેના વાળ ધોળા કરી નાંખ્યા હતા અને શરીર કોઈ નદી કાંઠા પરના જર્જરીત વૃક્ષ જેવું બનાવ્યું હતું.

તેને પોતાના અને બાળકના પેટને ખાતર રાતદિવસ મજૂરી કરવી પડતી હતી. ક્રમે ક્રમે બાળક મોટો થતાં તે પણ પોતાની માને

મજૂરીમાં મદદ કરવા લાગ્યો. આમ મા–દિકરો આખો દિવસ પેટે પાટા બાંધી મહેનત મજૂરી કરતાં ત્યારે માંડ માંડ પેટ પૂરતું ખાવાનું મળતું હતું. ધનવાનોને કમાવા માટે હજારો રસ્તા હોય છે, પણ ગરીબોને માટે આ એકજ રસ્તો છે. આ સિવાયના બીજા બધા રસ્તા બંધ થઈ જાય તો પણ આ રસ્તો ખૂલ્લોજ રહે છે. પ્રાચીન કાળથી ખૂલ્લો છે અને અનંતકાળ પર્યંત ખૂલ્લો રહેશે.

અડધી રાત વીતી ગઈ છે. પણ ડોશીની આંખોમાં નિંદ નથી. ચિંતાએ નિદ્રા દેવીને આવવાનું દ્વાર બંધ કર્યું હતું.

અંધારી કોટડીના એક ખૂણામાં તેનો દિકરો તાવથી તરફડી રહ્યો હતો. કેટલાય દિવસથી તે બિમાર છે, અને કેટલાય દિવસથી બંનેમાંથી એકે મજૂરીએ ગયું નથી. મકાનનું ભાડુ ચઢી ગયું હતું. અને તેના કેટલાય તકાદા મકાન માલીક તરફથી થઈ ચૂકયા હતા. તે સવારે ભાડુ લેવા આવશે ત્યારે શો જવાબ આપીશ ! એ ચિંતાથી અત્યારે તેનું મન વ્યગ્ર હતું. પુત્ર બિમાર છે, છોડી શકાતું નથી; પછી મજૂરીએ કયાંથી જાય ? જો મકાન માલીક ઘરની બહાર કાઢી મૂકશે તો બિમાર બાળકને લઇને કયાં જઇશ ? આ દુ:ખદ વિચારથી તેનું મન વ્યાકુળ થઈ રહ્યું હતું. વળી પાછી તે આગળ વિચારતી: ના, ના ! તે એટલો બધો નીચ તો નહિ જ હોય ! શહેરમાં તેના બીજા ઘણા મકાન છે. તેમાંથી એકાદ ભાંગી તૂટી ઝૂંપડીનું ભાડુ ન આવે તો તેને કંઇ વાંધો આવે તેમ નથી ! આ ખ્યાલથી તેને જરા સાંત્વન મળતું હતું. પણ તેની ભયાનક આંખો, તેના ચઢેલા ભવાં અને જલ્લાદ જેવું વર્તન યાદ આવતાં તે ફફડી ઉઠતી. એકાદ બે વખત તેના પોપચા ભારે થયા. નિંદ્રા દેવીને બોલાવવા પ્રયત્ન કર્યો; પરંતુ પુત્રના દુ:ખે તે સૂઇ ન શકી.

બીજા દિવસનું પ્રભાત થયું. હજૂ સૂર્યે પોતાના નેત્રો પૂરેપૂરા ખોલ્યા નહોતા. આળસમય નિંદ્રા જગત પર છવાયેલી હતી.

ત્યાં તો કોઈએ જોરથી બારણાં ખખડાવ્યાં. ડોસી ધ્રૂજી ઊઠી. તેણે સાંકળ ખોલી. બારણા ધડાકા સાથે ખૂલી ગયા.

ડોસીએ જોયું તો બારણામાં મકાન માલીક ઊભો હતો. પ્રભાતના ઘેરા પ્રકાશમાં જાણે એવી પ્રતીતિ થઈ રહી હતી કે કોઈ ભયાનક દેવ પોતાની ગુફાના દ્વાર પર પોતાના શિકારને દાંત વડે કચડી નાંખવા તૈયાર થયો ન હોય !

તેના આગમનનું કારણ ડોસીથી અજાણ્યું ન હતું. આશાની ઝગમગતી જ્યોત બૂઝાઈ ગઈ. તે પોતાના માંદા પુત્ર તરફ જોઈ રોવા લાગી.

મકાન માલીકને તેની શોચનીય દશાની કંઈ અસર ન થઈ. આકાશના સોનેરી મહેલોમાં બેસી ગરીબોની પુકાર પર ધ્યાન આપવાને બદલે ત્યાં બેઠા બેઠા ગરીબોના દુર્ભાગ્ય પર દુઃખના ડુંગરો ગબડાવનાર અભિમાની દેવતાની માફક તેણે ડોસીની પ્રાર્થના તરફ કંઈ ધ્યાન આપ્યું નહિ.

ડોસી પરવશ હતી. તે છોકરાને બાઝી રોવા લાગી. પણ તે નિર્દયે તેના હાથ પકડી ઘરની બહાર હડસેલી મૂકી.

ડોસીએ રડતાં કહ્યુઃ " મારો છોકરો માંદો છે. "

" તેથી મારે શું ?"

" દયા કરો !"

" હું આથી વધુ દયા કરી શકું એમ નથી. " કહી તેણે બિમાર છોકરાને ઉપાડી ઘરની બહાર ફેંકી દીધો. છોકરામાં બેસવાની પણ શક્તિ નહતી. તે બેભાન થઈ નીચે પડી ગયો.

ડોસી એકદમ ઊઠી. તેનાથી એક હૃદયભેદક ચીસ નંખાઈ ગઈ. તે છોકરા પર પડી ગઈ.

અને ડોસી ફરી બેઠી ન થઇ તે ન જ થઈ.

મકાન માલિકે તેના તરફ કંઇ ધ્યાન આપ્યું નહિ. તેનો ભાંગલો-તૂટલો સામાન બહાર ફેંકી, તેમના તરફ ક્રોધ અને ઉપેક્ષા-ભરી દ્રષ્ટિ કરી ચાલ્યો ગયો.

તેના ચાલ્યા ગયા બાદ એક બીજા કામે જતા મજૂરે આમને પડેલા જોયાં. ડોસીના મૃતદેહને જૂદો કર્યો. છોકરાની નાડી જોઇ, જણાયું-તે બેહોશ થઈ ગયો છે. મરી ગયો નથી. મજૂરે તેને પોતાના ઘેર પહોંચાડયો. અને બીજા મજૂરોને બોલાવી લાવી ડોસીના મૃતદેહને નદીમાં વહેવડાવવા લઇ ગયા.

માંદા બાળકને તે મજૂરે પોતાના દિકરાની માફક ઉછેરી મોટો કર્યો.

ધનાઢ્યો કરતાં ગરીબોમાં માનવતા વધુ હોય છે. તેમના દિલમાં દયાનો ઝરો વહે છે. તે છોકરાની તબીયત સારી થતાં તેણે સૂર્યદેવની શાખે પ્રતિજ્ઞા લીધી કે હું મારી સ્વર્ગીય માતાના ખૂનનો બદલો લઇશ.

આટલું કહ્યા બાદ ડાકુઓનો યુવક સરદાર એક પળ શાંત રહ્યો. "આ મારી કથની છે જે સાંભળવા તમો આટલા બધા ઉત્સુક હતા. તે ડોસી મારી મા હતી અને તે યુવક એ હું જ. તે મકાન માલીક અત્યારે ગરીબોને લૂંટીને મોટો ધનાઢ્ય થયો છે. તેને કોઇના દુઃખ-દર્દની પરવા નથી. તે પરમેશ્વરના અસ્તિત્વને માનતો નથી.

ડાકુઓની આંખમાંથી તણખા ઝરવા લાગ્યા. તેમના ચહેરા ભયાનક થઇ ગયા. સરદારે ફરી કહ્યું: "આજે તમારો સરદાર પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ કરવા તમારી પાસે સહાયતાની માગણી કરે છે. નિર્ધનના

ખૂનનો બદલો લો જેથી ધનના મદમાં છકેલાઓ ગરીબો પર આવા જુલમ ગુજારતાં કંપી ઉઠે."

હવામાં ભાલા ઉછળ્યા. ડાકુઓએ પોતાના સરદાર સામે સોગન લીધા અને પ્રાણપણે પૂર્ણ કરવાની તત્પરતા બતાવી.

: ૩ :

મધ્ય રાતનો સમય હતો. જગત પર નિદ્રાદેવીનું સામ્રાજ્ય ફેલાયેલું હતું. અત્યારે પેલો ધનાઢ્ય પોતાના આલીશાન મહેલમાં એક સુંદર યુવતીને પોતાની વાસનાનું બલિ બનાવવા પ્રયત્ન કરી રહ્યો હતો.

તે એક ગરીબ મજૂરની છોકરી હતી. વિષય-લોલુપ્ત ધનાઢ્યે તેને પોતાના માણસો મારફતે પકડી મંગાવી હતી. પિંજરના પક્ષીની માફક તે છૂટવાને ધમપછાડા મારી રહી હતી.

"હું પ્રાર્થના કરું છું, મને જવા દો." તે યુવતીએ હાથ જોડી કહ્યું અને તેના મજબૂત હાથમાંથી મૂક્ત થવા પ્રયત્ન કરવા લાગી.

ભૂજ-પાશ વધુ તંગ થવા લાગ્યો.

બુમ પાડી યુવતીએ કહ્યું: "ગરીબોના નિઃશ્વાસાથી આકાશ ખળભળી ઉઠે છે."

એક વ્યંગપૂર્ણ હાસ્ય ઓરડામાં ગુંજી ઉઠ્યું. બેપરવાઈથી શેઠે કહ્યું: "કદાચ ખળભળતું હશે, પણ અત્યારે તો શાંત છે!"

મધાંતના પ્રતિક્ષણે તંગ થતા ભૂજા-પાશમાંથી મૂક્ત થવાની કોશીષ કરતાં કહ્યું: "ગરીબોની હાયથી મહાનાશ થાય છે પીશાચ! મને જવા દે. તારા પર દેવોના કોપની ઝડીઓ વરસશે."

"ગરીબોની હાયથી આકાશ ખળભળી ઉઠતું હશે! પણ એથી કંઈ મહા અનર્થ થતો નથી. સમજી!"

સરોવરના કમળ-પત્રની માફક કંપતી યુવતીને જોરથી ભુજ-પાસમાં દબાવી.

"ગરીબોની હાયથી જરૂર આકાશ ખળભળી ઉઠે છે, મહા અનર્થ થાય છે મૂર્ખ!" કોઈએ વીજળીની ભ્રાંતિથી ઝટકો માર્યો.

તે ચોંકી ઉઠયો. તેનું પાપી હૃદય કંપી ઉઠયું. ઓરડામાં ડાકુઓનો યુવક સરદાર ઊભો હતો. મદાંધ શેઠનો નશો ઉતરી ગયો. ડાકુની ભયાનક આંખો પોતાના શરીરના અણુએ અણુમાં પ્રવેશ કરતી લાગી.

"ગરીબોની હાયથી મહાનાશ થાય છે પિશાચ! અને જો, આકાશ ખળભળી ઉઠેલું દેખાય છે કે નહિ?" કહી તેણે સીટી વગાડતાંની સાથે જ તાણેલા ભાલા સહિત ડાકુઓથી ઓરડો ભરાઈ ગયો.

"બધું લૂંટી લો."

તાળાં તૂટવા લાગ્યાં. આખા ભવનમાં રો--કકળ થઇ ગઈ. ડાકુઓ લૂંટનો માલ લઈ રવાના થઈ ગયા.

બીકનો માર્યો ધનાઢય એક ખૂણામાં પડયો પડયો કંપી રહ્યો હતો. ડાકુના સરદારને પોતાની તરફ આવતો જોઇ તેના મોતિયા મરી ગયા. તે મહા મુસીબતે બોલ્યો: "દયા કરો."

સરદારની આંખોમાંથી અગ્નિ વરસવા લાગ્યો. તેણે ધનાઢયને પોતાની તરફ ખેંચી કહ્યું: "પિછાણી લે, દુર્બળ અને રોગી છોકરો આજે બળવાન થઈ પોતાની માતાની હત્યાનો બદલો લે છે."

કહી તેણે કંપતા શેઠ પર પોતાની બલિષ્ટ ભૂજાઓ ઉપાડી.

"દયા...કરો" ભયથી કંપતા શેઠે કહ્યું.

"હું આથી વધુ દયા બતાવી શકું એમ નથી. એક દિવસે મારી માંદગી વખતે તેં મને ઘરની બહાર ફેંકી દીધો હતો. તેનો આજે તારી પાસેથી બદલો વસુલ કરું છું." કહી સરદારે તેને બારીએથી નીચે ફેંકી દીધો.

એક ચીસ–અને અત્યાચારીનો આત્મા ખલાસ.

: ૩ :

ચાંદનીની રાત્રિ અને નદી કિનારો!

ચંદ્રનાં શુભ્ર કિરણો ધવલ શ્વેત લહરી પર તરી રહ્યા હતા. અને ચંદ્રમાનું પ્રતિબિંબ પ્રત્યેક લહરી સાથે તરતું તેને પરાજિત કરવા પ્રયત્ન કરી રહ્યું હતું.

નદીના કાંઠે હરિયાળીનો અનંત વિસ્તાર હતો. ત્યાં હજારો મજૂરોની મેદની જામી હતી. ગરીબ મજૂરો આનંદે રાચતા હતા. કોઇ તાનમાં હતા, તો કોઈ ગીત ગાઇ રહ્યું હતું, આનંદનું નૃત્ય થઇ રહ્યું હતું.

આજે તેઓની મુશ્કેલીઓ દૂર કરનારા દેવદૂતો આવનાર હતા; તેઓની ખુશાલીનો પાર નહોતો.

ધીમે ધીમે મેળો જામી ગયો. આખા નગરના મજૂરો અને દુઃખીયાઓથી નદી કાંઠો ભરાઇ ગયો.

અચાનક કોલાહલ થયો અને પછી શાંતિ ફેલાઇ ગઇ. ડાકુઓનો સરદાર અને તેના સાહસિક સાથીદારો સોના–મહોરો વહેંચવા લાગ્યા. સૌથી પહેલાં અપંગોનો વારો આવ્યો. પછી બાળકો અને

સ્રીઓનો વારો આવ્યો. હવે ફક્ત પુરુષો બાકી રહ્યા હતા. સ્રીઓ અને બાળકો પોતપોતાનો ભાગ લઈ ઘેર જતા રહ્યા હતા.

હજુ અડધા મજૂરોનેય મહોરો વહેંચાઈ ન હતી ત્યાં તો ઘોડાઓની ખળીઓનો અવાજ સંભળાયો. મજૂરોમાં નાસભાગ થઈ રહી. સેનાના બે સિપાઈને ખબર પડતાં જ ડાકુને પકડવા આવી રહ્યા હતા.

ચારે તરફ કોલાહલ મચી ગયો. કોઈ આમ ભાગ્યું, કોઇ તેમ ભાગ્યું. ત્યાં તો ઉંચો, ઉત્સાહી અને સત્તાવાહક અવાજ સંભળાયો.

"સૈકાઓથી કચડાતા મારા બંધુઓ ! ડરો છો શા માટે ? આપણી મા–બહેનો પર જે અત્યાચાર થાય છે તેનો બદલો લો. ઘરમાં ભરાઈને સ્વમાન શા માટે ગુમાવો છો ? બંને બાજુએ આપણું મોત છે. જો ભાગીને જાન બચાવશું તો જીવન મોતથી ખરાબ થશે. અને જો લડતાં મરીશું તો આપણું મરણ ઉજ્જવળ થશે."

બધાએ જોયું, પચાસ ડાકુઓ પોતાના સરદારની સાથે મરવા તૈયાર છે.

ડાકુઓના ભાલા હવામાં ઉછળવા લાગ્યા. તલવારો ખેંચાઈ. નિઃશસ્ત્ર પાછળ હટી ગયા.

સામસામો મુકાબલો થયો. ભાલા સામે ભાલા ઉડયા. તરવારો સામસામે અથડાઇ. થોડીવાર પહેલાં જ્યાં ઉલ્લાસનું સામ્રાજ્ય હતુ ત્યાં લોહી વહેવા લાગ્યું. સિપાઇઓને આવા પ્રબળ સામનાની આશા ન હતી, પરાજિત થઇ નાસી ગયા.

હરીયાળી પર સિપાઈઓ, ઘોડા, મજૂરો અને ડાકુઓની લાશો પડી હતી. અને સંધ્યાના મલિન આકાશની રેખાઓમાં વિખરાયલી લાલીમાની માફક લાલ રક્તની ધારાઓ ઘાસ પર ફેલાઈ ગઇ.

: ૫ :

અસાધારણ કોલાહલથી સૈનિકો કુતૂહલને વશ થઇ પોતપોતાની રાવઠીઓની બહાર આવી ઊભા રહ્યા. બધા આ વીર ડાકુને એકી નજરે નિહાળવા ઉત્સુક હતા.

લગભગ ત્રીસ સૈનિકોથી વિંટળાએલા ડાકુઓના સરદારને હાથ પગમાં બેડીઓ પહેરાવી સિકંદર સામે રજુ કરવા લઇ જતા હતા. ડાકુ ખુબસુરત, ઘાટીલો, બળવાન અને નિડર હતો. સૈનિકો તેને એક ધ્યાનથી નિહાળવામાં ગરકાવ થઇ ગયા હતા. તેઓ તેને ભયાનક અને નૃશંસ વ્યક્તિ ધારતા હતા; પણ આ તો તેઓની ધારણાથી વિપરીત વિલક્ષણ સુંદર યુવક હતો. એક પળ માટે સૈનિકોનાં હૃદયમાં તે નિર્ભય અને નિડર યુવક પ્રત્યે સહાનુભૂતિ પેદા થઇ. પણ તેના કૃત્યો, હત્યાઓ વગેરે યાદ આવતાં સહાનુભૂતિ ઉપેક્ષામાં પલટાઈ ગઇ.

"તમે એજ યુવક છો–યૂનાનનો પ્રસિદ્ધ ડાકુ જેના ખરાબ કૃત્યો અને જુલમ વિષે હું અનેક વાતો સાંભળતો આવ્યો છું?" સિકંદરે ડાકુ તરફ ઉપેક્ષાભરી દ્રષ્ટિથી કહ્યું.

સરદારે પોતાનું મસ્તક ઉંચું કર્યું.

બંને સામસામા ઊભા હતા. બંને યુવક હતા, સુંદર હતા. ફીલા, લાંબા અને બળવાન! ફક્ત ફેર એટલો જ હતો કે એક હતો સમ્રાટ અને બીજો હતો કેદી. એક સિંહ હતો–વનના પશુઓનો સ્વતંત્ર રાજા અને બીજો પણ સિંહ હતો–પિંજરમાં પૂરાયેલો. પણ ગુસ્સો, છટા અને સાહસ એના એજ હતા. નિર્ભયતાથી તેણે જવાબ આપ્યો. "હા, હું યૂનાનનો એજ સિપાઇ છું કે જેને માટે યૂનાનની જનતાને અભિમાન છે"

"સિપાઇ! ડાકુ, લૂટારો અને ચોર!" સિકંદરે ઉપેક્ષાથી કહ્યું: "તું કહે છે કે દરેક યૂનાનીને તારા પર ગર્વ છે; પણ હું કહું છું કે બધા યૂનાની તને ધિક્કારે છે. તું તેમને માટે ભયરૂપ છે. હું તારી વીરતા વખાણું છું, પણ તારા અત્યાચારોને ધીક્કારૂ છું. અને તને અપરાધી ગણી સજાને પાત્ર ઠરાવું છું."

"મને સજાને પાત્ર ઠરાવો છો?" યુવાન ડાકુએ હસતાં કહ્યું. "ઠરાવી શકો છો! આપ સમ્રાટ છો! મહાન છો! પણ મને બતાવશો કે આપ મને કયા અપરાધ બદલ સજાને પાત્ર ઠરાવો છો?"

"અપરાધ! અપરાધ એક હોય તો બતાવું. તેં એક નહિ પણ અનેક અપરાધ કર્યા છે."

"એકાદ તો બતાવો!"

"તે રાજસત્તા વિરુદ્ધ ક્રાંતિ ફેલાવી, પ્રજાના આરામમાં ખલેલ પહોંચાડી, નિરપરાધીઓ પર અત્યાચાર કર્યો. તારૂં આખું જીવન તારા ભાઈઓની ધન દોલત, માન–આબરુ લૂંટવામાં વિત્યું છે. અને ઉપરથી કહે છે કે મારો એકાદ અપરાધ તો બતાવો!"

ડાકુના હોઠ પર વ્યંગપૂર્ણ હાસ્ય ફરકી ઉઠયું: "હું આપને પૂછું છું સિકંદર! પણ મને તારો કેદી થઇ તને પૂછવાનો શો અધિકાર છે? જો હું સ્વતંત્ર હોત તો એક નહિ પણ અનેક સવાલ પૂછત અને તારે તે દરેકના જવાબ આપવા પડત. અત્યારે તું જે કહીશ તે બધું મૂંગે મોંએ સાંભળીશ, જે તહોમત મૂકીશ તે કબૂલ કરીશ અને જે શિક્ષા ફરમાવીશ તે માન્ય રાખીશ. હું તારા દરેક સવાલોના જવાબ આપત; જો આઝાદ વ્યક્તિ હોત તો અને તારે મારી દરેક વાત સાંભળવી પડત."

"સિકંદર પોતાના અધિકારનો ખોટો લાભ ઉઠાવે એવો નથી.

એક સ્વતંત્ર વ્યક્તિ તરીકે તારે જે કંઇ પૂછવું હોય તે પૂછી શકે છે. અને આઝાદ વ્યક્તિની માફક મારા સવાલોનો જવાબ આપજે."

"તેં આ જે મારા અપરાધો ગણાવ્યા તેનો હું ઇનકાર કરુ છું. મેં લોકોને ધાક ધમકી આપી છે, મેં સુખ અને શાંતિની ગોદમાં સૂતેલા ધનાઢયોને લૂંટયા છે, મેં જાલીમોને તેમના જૂલ્મની સજા કરી છે. એ બધી વાતો ઠીક છે. પણ આ બધું કરવા છતાં હું અપરાધી નથી. અને કદાચ હોઉં તો પણ મને સજા કરવાનો તને હક્ક નથી"

'તને' પર ડાકુએ ભાર મૂકયો. છંછેડાઇને સિકંદરે કહ્યું: "કેમ?"

ડાકુ બોલ્યો: "તું કહે છે કે મારું આખું જીવન મારા ભાઇ-ઓની ધન-દોલત, ઇજ્જત અને માન-આબરુ લૂંટવામાં વીત્યું છે; તો તું કહી શકે છે કે તારું જીવન કેવી રીતે વીત્યું છે?"

"કેવી રીતે વીત્યું છે?" સિકંદરે ગર્વથી માથું ઉંચું કરી કહ્યું: "એક યોદ્ધાની માફક. જા, મારી ખ્યાતિને પૂછી જો-તે તને બતાવશે કે હું યોદ્ધાઓમાં સૌથી વીર, સમ્રાટોમાં સૌથી મહાન અને વિજેતાઓમાં સૌથી વધુ શક્તિશાળી છું."

"તો મારી ખ્યાતિ મારે માટે આજ કહેતી નથી? મારી ખ્યાતિ અને ડંકાને પૂછવાથી તે બતાવશે કે આજ સુધી આવા બળવાન અને સુસંગઠીત સેનાનો મારા જેવો એક પણ નિર્ભય સરદાર થયો નથી. એક પણ ડાકુએ મારી માફક યોદ્ધાનું જીવન વીતાવ્યું છે? તારા સૈનિકોને પૂછી જો...પરંતુ એ બધું નકામું છે. યૂનાનનું એકે એક બાળક મારા નામથી પરિચીત છે, ખ્યાતિ મારા પગ ચૂંમે છે."

" ઠીક ! તું આખરે છે કોણ ? ડાકુઓનો એક પ્રશંસક સરદાર, અત્યાચારી અને લૂંટારો !"

" અને વિજય શું છે, સિકંદર ! " ડાકુએ એવી જ ઉપેક્ષા સહિત જવાબ આપ્યો. " તે પણ ડાકુના સરદારથી, નીચ ડાકુથી, કંઈ ચઢિયાતો દરજ્જો અપાવતો નથી, તું તારી જાતને વિજેતાઓમાં સૌથી વધુ શક્તિશાળી કહેવડાવે છે; પણ કહે તો ખરો કે તેં પ્રચંડ વાયુની માફક વેપાર અને શાંતિનો નાશ નથી કર્યો ? જગતના આરામમાં ખલેલ પહોંચાડી નથી, ઉત્પાત મચાવી લૂંટફાટ કરી જગતના એક ખૂણેથી બીજા ખૂણા સુધી આંધી નથી ફેલાવી ? જે દેશના રાજવીઓએ તારી સત્તા માન્ય ન રાખી તેને ઉખેડી ફેંકી દઈ તેની નિરપરાધી પ્રજાપર અત્યાચાર ગુજાર્યો નથી ?"

" અલબત્ત ! પણ વિજેતા થઇ સામ્રાજ્ય છીનવી લીધા છે તેમજ સમ્રાટની માફક દાન પણ આપ્યા છે. મેં સામ્રાજ્ય છીન્નભિન્ન કર્યા છે તેમજ સામ્રાજ્ય ઊભા પણ કર્યા છે. મેં વેપાર, કલા અને વાણિજ્યને સમૃદ્ધ કર્યા છે. "

" મેં જેટલા અમીરોને લૂટયા છે એનાથી વધુ ગરીબોને રોટી આપી છે. મેં અત્યાચારીઓને તેમના અત્યાચારો બદલ શિક્ષા કરી મારી ભૂજાઓ નિર્બળ અને ગરીબો માટે લંબાવી છે. પણ આપ વહેપાર, કલા અને વાણિજ્યની વાત કરો છો એમાં મને કંઇ સમજ પડતી નથી. પણ હું તો એટલું જ સમજુ છું કે મેં જેનો નાશ કર્યો છે તેને સમૃદ્ધ કરી શકયો નથી.

સિકંદરનું મસ્તક નમી પડયું. તે ઊંડા વિચારમાં ગરકાવ થઇ ગયો.

ડાકુએ કહ્યું: " તું એક મોટો ડાકુ છે અને હું એક નાનો ડાકુ છું. તારી ભૂજાઓ જગતના એક ખૂણેથી બીજા ખૂણા સુધી ફેલાયેલી છે. ત્યારે મારી ભૂજાઓ ફકત યૂનાનમાં જ ફેલાયેલી છે. "

સિકંદરે મસ્તક ઊંચું કર્યું. તેની શાંતિના તાર કોઇએ તોડી નાંખ્યા હતા !

તેણે સૈનિકોને આજ્ઞા કરી. "આ વીર અને તેના સાથીઓને છૂટાં કરો."

સિપાઇઓ તેને લઈ ચાલ્યા ગયા.

સિકંદરે એક દીર્ઘ નિશ્વાસ મૂકયો. "ઓહ ! અમે એક બીજાની આટલા બધા નીકટ છીએ ! આટલું થોડું અંતર–સિકંદર મહાન...સિકંદર ડાકુ...

ઉપેન્દ્રનાથ 'અશ્ક'

# વિસર્જન

## : ૧ :

**રવિવાર**નો દિવસ હતો, વિકટોરીયા ગાર્ડનમાં બેન્ડ વાગી રહ્યું હતું. જ્યાં જુઓ ત્યાં લોકોના ટોળા જામ્યા હતા. ભિન્ન ભિન્ન રંગના વિવિધ પોશાકમાં સ્ત્રી-પુરુષ, યુવક-યુવતિઓ, બાળક-બાલિકાઓ આમ તેમ ઘૂમી રહ્યા હતા. કોઇ બેન્ડ સાંભળવામાં મગ્ન હતું; તો કોઇ સુંદર સ્ત્રી-પુરુષોના રુપ-લાવણ્ય નિહાળવામા તલ્લીન હતા. અને કેટલાક પોતપોતાનો વૈભવ બીજાને દર્શાવવાની હરિફાઇ કરતા હતા.

હજુ હમણાં જ બેન્ડ શરુ થયું હતું. જે સ્થળે બેન્ડ વાગી રહ્યું હતું તેની ચારે તરફ લોકો આમ-તેમ ટહેલતા હતા. આમ ટહેલનારાઓમાં બે વ્યકિતઓની એક જોડી હતી. બંને નવયુવક હતા. તેમાંના એકનું ઉત્તુંગ કદ ૭ ફીટનું હશે. શરીરનો બાંધો સુંદર, ચહેરો ભરાવદાર અને આંખો પ્રભાવશાળી હતાં. તે અપ-ટુ-ડેટ ઇંગ્લીશ પોશાકમાં સજ્જ હતો. તેનો દેખાવ એંગ્લોઇન્ડીયન જેવો જણાતો હતો; પણ આવી વર્ણશંકર જાતિ સાથે તેને સંબંધ નહતો;

અર્થાત્ પોશાક સિવાય તે સોળે સોળ આની સ્વદેશી હતો. તે યુવકનો સાથી તેનાથી તદ્દન ભિન્ન હતો. ભિન્નતા ફક્ત પોશાકમાં જ હતી. શરીરની લંબાઈ કંઇ ઓછી નહોતી. પહેરવેશમાંય આસમાન જમીનનું અંતર હતું. તેણે માથાથી પગ સુધી ખાદી પહેરી હતી. પોશાક સાદો હતો–ફક્ત ગાંધી ટોપી, સફેદ પહેરણ અને ધોતી સિવાય બીજું કંઈ નહતું. પગમાં ચંપલ હતાં.

બેન્ડ બંધ થયું. વાતો કરતા ટહેલતા બંને 'સ્વદેશી–વિદેશી' એક બાંકડા પર જઈ બેઠા. બંને વાર્તાલાપમાં મશગુલ હતા. પાંચેક મીનીટ વીતી હશે ત્યાં તો એક નાનો છોકરો ધીમા અવાજે 'શેઠજી' કહી સામે આવી ઊભો રહ્યો. છોકરાની ઉંમર દસેક વર્ષની હશે. દુબળૂં પાતળું શરીર હતું, ગાલમાં ખાડા પડયા હતા. નેત્રોમાંથી ગરીબાઇની ચીનગારી ઝરી રહી હતી, ફાટયું–તૂટયું પહેરણ અને ઝરી ગયેલી ચડી પહેર્યાં હતાં. હાથમાં પીળા રંગના કાગળનું બોકસ હતું. જેવું છોકરાએ 'શેઠજી' કહ્યું તેવું બંનેએ તેની તરફ જોયું. યુવકોનું મોં જોઇ બાળકને નજીક આવી વાત કરવામાં ભયની પ્રતીતિ થઈ. એટલે ખાદીધારીએ મંદ હાસ્ય કરતાં 'ભાઇ'નું સંબોધન કર્યું. છોકરો હિંમત એકઠી કરી કહેવા લાગ્યો: 'શેઠજી રૂમાલ વેચવા લાવ્યો છું,' કહી કાગળનું બોકસ ખોલવા લાગ્યો.

ખાદીધારીએ કહ્યું: "બતાવ જોઇએ."

છોકરાએ કાગળનું બોકસ ખોલ્યું. બોકસમાં રૂમાલ હતા. છોકરે તે ખાદીધારીના હાથમાં આપ્યા. ખાદીધારીએ રૂમાલ ઉકેલી જોયું. રૂમાલની ચારે કોર ગુંથેલી હતી. ખરેખર રૂમાલ ઘણો જ સારો હતો.

રૂમાલ સારી પેઠે આમ તેમ ફેરવી જોયાબાદ ખાદીધારીએ કહ્યું: "ભાઇ, આ રૂમાલ કોણે ગુંથ્યો છે?"

"મારી બહેને."

"તારા પિતા શું કરે છે ?"

છોકરાએ કંઇ ઉત્તર ન આપ્યો. તેની આંખોમાં ખિન્નતા છવાઈ ગઇ.

"તારા પિતા જીવે છે ?"

"હા."

"તેમનું નામ ?"

"દલસુખજી."

"શું કામ કરે છે ?"

છોકરો ફરી મુંગો રહ્યો.

"કામે નથી જતા ?"

"મને ખબર નથી."

"તારૂં નામ શું ?"

"ચમન."

"તું શું ભણે છે ?"

"પહેલાં નિશાળે જતો હતો. પણ હવે જવાની ના પાડી."

"કોણે ?"

"બાએ."

"કેમ ?"

"ખબર નથી."

ખાદીધારીએ એક લાંબો નિઃશ્વાસ નાંખ્યો.

"શેઠજી, આપ રૂમાલ નહિ લો ?"

"શી કિંમત છે ?"

"ફક્ત બે આના."

" અરે ! એ તો વધારે કહેવાય. "

" શેઠજી, જો આપ જ આવું કહેશો તો..."

" જો હું ખાદી પહેરૂં છું. આ રૂમાલ ખાદીનો નથી." પછી મિત્રને પૂછ્યું: " કેમ ખરીદવો છે ?"

મિત્ર માથું હલાવી ચૂપ ઊભો રહ્યો. છોકરાના મોં પર નિરાશા પથરાઈ ગઇ. નમ્રતા અને દીનતાપૂર્વક ફરી બોલ્યો: " ઓછામાં ઓછો શેઠજી ! એક તો લો. "

" બીજે કંઈ વેચ અમારે નહિ જોઈએ. " કહી ખાદીધારીએ બોકસ પાછું આપ્યું.

બંને ઊઠયા. છોકરો ફરી બોલ્યો: " શેઠજી, આપને એક પણ નહિ જોઈએ ?"

" ના. " કહી ખાદીધારીએ મસ્તક હલાવ્યું. "

" શેઠજી, કદાચ એક પણ રૂમાલ નહિ વેચાય તો ઘરવાળાં સમજશે કે હું ફેરી કરવા નહોતો ગયો. અને રાત્રે ખાવાનું પણ નહિ મળે. " કહેતાં કહેતાં છોકરાના હોઠ થરથર કંપવા લાગ્યા. આંખોમાં આંસુ ઉભરાઈ આવ્યાં—જાણે કરુણરસની ધારાઓ ફુટી નીકળી ! તેના નિરાશ અવાજમાં કેટલી દીનતા હતી !

ખાદીધારીએ કહ્યું: " હશે, તું અમારી સાથે ચાલ. "

ત્રણે લક્ષ્મીવિલાસ હોટલ તરફ ચાલ્યા.

છોકરો ઘણો જ ભૂખ્યો હતો. બંનેએ નાસ્તો કર્યો અને છોકરો પણ પેટ ભરી જમ્યો. તે ઉપરાંત ખાદીધારીએ આઠ આનાની મીઠાઇ ખરીદી હાથમાં આપતાં કહ્યું: " આ ઘેર લઇ જા. "

આ બંનેની સહાનુભૂતી જોઇ છોકરો કૃતજ્ઞતાના ભારથી દબાઇ ગયો. તેના મોંમાંથી આભારનો એક પણ શબ્દ ન નિકળી શકયો;

પણ તેનાં નેત્રોએ વાચાનું કામ કર્યું. છોકરો પોતાના ઘર તરફ રવાના થયો; આ બંનેને વારંવાર મોં ફેરવી જોતો જતો હતો.

: ૨ :

બેન્ડ સમાપ્ત થયું. લોકો વિખરાઇ ગયા. થોડીવારમાં હલન ચલન ધીમું પડી ગયું. ખાદીધારી અને તેનો મિત્ર લક્ષ્મીવિલાસ હોટલમાંથી પાછા આવી ફરી બાંકડા પર બેઠા. દસેક મિનિટ મૌન જળવાયું હશે ત્યાં તો સૂટ–બૂટવાળાએ ખીસ્સામાંથી સીગારેટ કાઢી સળગાવતાં કહ્યું: " કેમ સરોજ, શા વિચારમાં ડૂબી ગયો છે ?"

" કંઇ નહિ. એ તો છોકરાની ગરીબાઇ પર વિચારી રહ્યો હતો. અરે ! બિચારા ગરીબ છોકરાની જિંદગી !"

" છોકરાને ખવડાવ્યું એ તેં સારૂ કર્યું. પણ ઘેર મીઠાઇ મોકલવાની મતલબ ?"

" તેના માતા–પિતા ઘણા ગરીબ હશે. "

" વાહરે વાહ ! આ તો અજબ છે તારૂં પાગલપણું ! એક દિવસ આઠ આનાની મીઠાઈ મોકલવાથી તેમનું દરદળ ફીટી જશે, કેમ ?"

" ભલે ! તું એમ સમજે. હું તો મારાથી બનશે એટલું કરી છૂટીશ. મને તે છોકરાને જોઇ અસહ્ય દુઃખ થયું છે. ભાઈ રાજેન્દ્ર, આ જીવન સંગ્રામમાં દશ વરસના અબોધ બાળકની કેવી દુર્દશા ! આ તો એને માટે બાળકોની સાથે હળીમળીને કુદવાનો, રમવાનો અને નિશાળે જવાનો સમય છે. પણ હાય ! આ નાદાન બાળકને કમાવાની ચિંતા ! રૂમાલ નહિ વેચાય તો બા ખાવાનું નહિ આપે. માતાની મમતાનું ગળું રૂંધનાર આ દરિદ્ર–પિશાચ કેટલો ભયંકર

છે! અરે! મને તો આ એક જ પરિવારનો પરિચય થયો; પણ અખીલ ભારતવર્ષમાં આવા કેટલાય અભાગી હશે? સો બસો નહિ, હજારો લાખો હશે. એક એક ભરેલા પેટની પાછળ ચાલીસ કરોડમાંથી દરિદ્ર–દાવાનળથી દગ્ધ કેટલા હશે એ કોણ કહી શકે એમ છે? આ ગરીબાઈના કારણે જ કેટલાય ખૂન, કેટલીએ ચોરીઓ, કેટલીએ આત્મહત્યાઓ થાય છે! આને માટે જો કોઈ ઈલાજ હોય તો એક જ છે."

રાજેન્દ્ર: "કયો?"

"સામ્યવાદ (Communism,)"

"ખરેખર તું દિવાનો થઈ ગયો છે."

"તું છતી આંખે આંધળો છે એ ઘણું જ સારું છે; નહિ તો તું પણ મારી માફક દિવાનો થઈ જાત."

એક સપ્તાહ બાદ બીજો રવિવાર આવ્યો. તે દિવસે પણ સરોજ અને રાજેન્દ્ર ફરતા ફરતા વિક્ટોરીયા ગાર્ડન તરફ આવી પહોંચ્યા. આજે બંનેને ઘેરથી નીકળતાં મોડું થયું હતું. ગયા સપ્તાહમાં ચર્ચાએલા વિષયની સાંકળ કાયમ હતી.

રાજેન્દ્રે કહ્યું: "યાદ રાખ સરોજ, આજે પણ તે છોકરો આપણને જરૂર શોધતો આવવાનો."

"કેમ?"

"પેટ ભરી ખવડાવનાર અને ઘેર મીઠાઈ મોકલી આપનાર આ ગાર્ડનમાં બહુ થોડા છે."

"મને તો એમાં આનંદ પડે છે."

જ્યાં બેન્ડ વાગતું હતું ત્યાં બંને આવી પહોંચ્યા. થોડીવાર ત્યાં બેઠા પછી બંનેએ ભદ્ર તરફ જવા માડયું. થોડે દૂર ગયા હશે ત્યાં

તો તેમના કાનમાં 'શેઠજી' શબ્દ સંભળાયો. બંનેએ ફરી જોયું તો એ જ છોકરો! રાજેન્દ્ર સરોજ તરફ જોઇ હસવા લાગ્યો. સરોજ છોકરાને જોઇ મનમાં રાજી થયો. પણ હર્ષ પ્રગટ ન કરતાં સ્નેહપૂર્ણ શબ્દોમાં કહ્યું: "કેમ છોકરા, તું સારો છે ને?"

છોકરો મસ્તક હલાવી બોલ્યો: "હું આટલો વખત આપની શોધમાં હતો."

આજે પણ છોકરા સાથે કાગળનાં બે બોક્સ હતાં. એક મોટું અને એક નાનું. સરોજને રૂમાલ ખરીદવાની ઇચ્છા થઇ. ખીસ્સામાંથી પૈસા કાઢતાં કહ્યું: "છોકરા, લાવ, મને એક રૂમાલ આપ."

છોકરાએ નાનું બોક્સ સરોજના હાથમાં આપ્યું. ઘણીજ બારીક સીલાઈ હતી. રૂમાલના ચારે છેડાઓ પર ઊડતી ચકલીઓનાં ચિહ્નો હતા. એક તો સુંદર રૂમાલ અને સુંદર રૂમાલથી વધુ ખુશબોદાર મહેક આવી રહી હતી. સરોજે રૂમાલનાં વખાણ કરતાં કહ્યું: "છોકરા, આ તો તેં મને અણમોલ ચીજ આપી. શી કિંમત છે?"

"બાએ કહ્યું છે કે પૈસા ન લઇશ. એમનેએમ આપજે."

સરોજે રાજેન્દ્ર તરફ જોયું. રાજેન્દ્ર આંખો મિચકારવા લાગ્યો. સરોજે ફરી પૂછ્યું: "એવું કોણે કહ્યું છે?"

"બાએ."

સરોજે મનમાં વિચાર કર્યો—આ તો મીઠાઈ મોકલાવ્યા બદલ કૃતજ્ઞતાનું ચિહ્ન હશે. ફરી છોકરાને 'આ લે' કહી સરોજે પાવલી તેના હાથમાં મૂકી. છોકરો 'ના' કહી સંકોચનો માર્યો પાછો હટયો ત્યારે સરોજે બળજબરીથી તેના હાથમાં પૈસા મૂકતાં કહ્યું: "તને આ બક્ષીસ આપું છું. જા, બાને મારા નમસ્કાર કહેજે."

છોકરો: "શેઠજી, આપને..."

"કંઇ વાંધો નહિ, કહે."

"શેઠજી, આપને બોલાવ્યા છે."

આ સાંભળી સરોજ અવાક્ થઇ ગયો. ફરી રાજેન્દ્રની તરફ જોવા લાગ્યો. રાજેન્દ્ર સીગારની ધૂણી ઉડાવતો અને આંખો મચકારતો હસવા લાગ્યો.

સરોજે છોકરાને પૂછ્યુંઃ "કોણ બોલાવે છે ?"

"મારી બા."

"કેમ ?"

"ખબર નથી."

સરોજે રાજેન્દ્રને કહ્યું: "કેમ બોલાવ્યો હશે ?"

"જશો તો ખબર પડશે."

સરોજની છોકરાને ત્યાં જવાની ઇચ્છા હતી. રાજેન્દ્રના પ્રોત્સાહનથી તેનું કુતુહલ વધ્યું. તેણે કહ્યું "કેમ જઇશું ?"

"હા, ચાલો."

સરોજે છોકરાને કહ્યું:—"સારૂં ચાલ, તારૂં ઘર કયાં આવ્યું ?"

"કારંજમાં"

"ચાલ જઇએ."

સાંજના સાત થયા હતા. છોકરો આગળ ચાલતો હતો અને તે બંને મિત્રો પાછળ ચાલતા હતા.

: ૪ :

ચાલતાં ચાલતાં સરોજ તે ગરીબ પરિવારની શોચનીય દશાની કલ્પના કરવા લાગ્યો. કોણ જાણે બિચારા તેઓ કેટલાય કષ્ટમાં હશે.

તેઓ ગરીબ છે એથી શું થયું ? ગુણોમાં દરિદ્રતો નથી ને ! તેના દગ્ધ હૃદયમાં કૃતજ્ઞતાનો કેટલો મધુર ભાવ છે ! તે સ્ત્રીએ મોકલેલો રૂમાલ જ તેની સુંદર ઓળખ છે. અહા ! કેટલો સુંદર રૂમાલ, કેટલી મધુર સુગંધ ! ભલા, તે નારીમણીને હું શી વાતો કહીશ ? કોણ જાણે તેનું ઘર કેવુંય ભાગ્યું તુટયું હશે ! આવા વિચારોમાં ગરકાવ થયેલો સરોજ રાજેન્દ્રની પાછળ પાછળ ચાલતો હતો.

લગભગ સવા સાતે બંને છોકરાને ઘેર પહોંચ્યા. ઘર એક સાંકડી ગલીમાં આવેલું હતું. દિવાબત્તી થઇ હતી; છતાં આ ગલીમાં અંધારૂં હતું. ગલી પણ સાંકડી હતી. કાદવ કીચડ ને બદબો મ્યુનીસીપાલીટીની વિમળ કીર્તિનો વિસ્તાર કરી રહી હતી. છોકરાએ આ બંનેને ગલીના નાકે ઊભા રાખી સામેના ઘરના દ્વાર ખખડાવ્યા. ઘરમાં દાખલ થવાનું એકજ દ્વાર હતું, ખડકી ન હતી. છોકરે બૂમ પાડતાં જ દ્વાર ખૂલ્યું અને છોકરો અંદર ગયો. સરોજને રાજેન્દ્રે કહ્યું: " લો, આ સામેના નરકનું જીવતું જાગતું દશ્ય જુવો." મોં પર બણબણતી માંખો ઊડાડતા કહ્યું: " આ માંખીઓ જો ! એ અતિથિ સત્કારનો પહેલો નમુનો છે. " એટલામાં કૂતરાનો ભસવાનો અવાજ આવ્યો. સરોજ ચમકી ઊઠયો. રાજેન્દ્રે કહ્યું: " આ...તો છે. ચમકે છે શેનો ? "

અંધારી ગલીમાં જતા આવતા લોકો એવા દેખાતા હતા જાણે સજીવ ભૂત-પ્રેત રસ્તામાં ભટકતાં ફરી રહ્યા છે.

પાંચેક મીનીટમાં છોકરાએ બહાર આવી કહ્યું: " શેઠજી, અંદર આવો. " બંને છોકરાની પાછળ પાછળ દાખલ થયા. દ્વારની સામેજ પાંત્રીસેક વર્ષની એક સ્ત્રી પ્રતીક્ષા કરતી ઊભી હતી. તે મંદહાસ્ય ચહેરા પર વહેવડાવી રહી હતી. આ યુવકોને જોઈ પાલવ ઠીક કરતાં તે રમણી બોલી: ' પધારો. ' સરોજ સ્થંભી ગયો. તેણે સમજી રાખ્યું હતું કે પોતાના સ્વાગત માટે ઘરના યજમાન હાજર રહેશે. આ સ્ત્રી બંનેને અંદરના ઓરડામાં લઇ ગઇ. સરોજે આ ઘરનું જે ચિત્ર

પોતાના મનમાં અંકિત કર્યું હતું તે સ્મૃતિપટમાંથી ધીમે ધીમે અદૃશ્ય થવા લાગ્યું. તેણે દ્રારિદ્રની જે કલ્પના કરી હતી એમાંનું એક પણ ચિહ્ન અહિયા ન દેખાયું. ઓરડાની વચમાં એક ગોળ મેજ હતું. તેની ચારે તરફ ખુરશીઓ ગોઠવેલી હતી. પાસે એક પુરાણો સોફા પડયો હતો. મેજ પર સુંદર ટેબલ કલોથ બીછાવેલું હતું. ભીંત પરની વિવિધ પ્રકારની તસ્વીરો ઓરડાની શોભા વધારી રહી હતી. ઓરડાની ડાબી બાજુએ એક નાનો ઓરડો હતો. તેનું દ્વાર અધખોલું હતું. બારણા પર રેશમી કપડાનો પડદો લટકતો હતો. પડદાની અંદરની બાજુ વિજળીના પ્રકાશના અરૂણ કિરણો નાચી રહ્યા હતા. અધખોલા દ્વાર-માંથી ઓરડામાં પડેલા પલંગનો અર્ધ ભાગ તથા ભીંત પર ટાંગેલી એકાદ તસ્વિર દેખાતી હતી. આવા આલીશાન ઓરડાની મોહકતા સુગંધીત દ્રવ્યોથી એકદમ વધી ગઇ હતી.

તે સ્ત્રી આગંતુકોને સોફા પર બેસવાનો ઇસારો કરી પોતે પણ મેજની સામેની ખુરશી પર બેઠી. સરોજે ચારે તરફ દૃષ્ટિપાત કરી ઓરડાની અનુપમ સજાવટનું અવલોકન કર્યું. અહીંયા તો ગરીબીને બદલે ભાગ્યદેવીની કમનીય ક્રીડા ભજવાઇ રહી હતી. સામે બેઠેલી સ્ત્રી રૂપનીજ નહિ પણ સંપત્તિનીય અધિકારિણી હતી.

ગરીબના ઘરમાં જે વાતો કરવી જોઈએ તે સરોજ સારી રીતે સ્મૃતિમાં રાખીને આવ્યો હતો. પણ આ અપૂર્વ શોભાની આભામાં તે બધું વિસરાઇ ગયું. તેના મોંમાંથી એક પણ શબ્દ ન નીકળી શક્યો. કાષ્ટની પુતળાની માફક ચૂપકીથી બેસી રહયો. આ બંનેને શાંત જોઈ તે રમણી એકવાર સરોજની તરફ અને બીજી વારે રાજેન્દ્રની તરફ સંકિત દૃષ્ટિએ જોવા લાગી. સરોજ ગભરાઇ ગયો. તેના મોં પર બેચેની ચમકી ઊઠી; પણ રાજેન્દ્ર રમણીના કટાક્ષથી ડર્યો નહિ. આખરે સ્ત્રી બોલવાને તૈયાર થઇ. ડાબા હાથે જમણા હાથની અંગુલીઓ દબાવતા મૃદુ કટાક્ષ યુક્ત હાસ્યની છબી અરૂણ અધરો

પર અંકિત કરી કહ્યું: " આપના દર્શનથી આ ગરીબની ઝુંપડી પાવન થઇ. "

સરોજની સમજમાં ન આવ્યું કે શું કહેવું ! બિચારાનુ અહીંનું આગમન એવું હતું-જાણે અપ્સરાના ક્રિડા ભવનમાં શુક મુનિનું આવી ચઢવું. સરોજ આવ્યો હતો તે પરિવારને સહાનુભૂતિ-સહૃદયતા દર્શાવવા અને અભાગીઓને દિલાશો આપવા. પરંતુ આ રાજમહેલમાં તે બિચારો કોની પાસે પોતાનું હૃદય ખોલી વાત કરી સુખ મેળવે. એટલે રાહમાં ભટકતી હરણીની માફક અવાક થઇ રાજેન્દ્ર તરફ જોવા લાગ્યો. રાજેન્દ્રને સરોજનું મૌન ઘણુંજ ડંખ્યું. પણ ખુદ તેને શું બોલવું એ ન સુજ્યું. સીગારેટ સળગાવી ધુમ્ર-લીલા અવલોકવામાં મગ્ન થઇ ગયો. સરોજને વધુ મૌન રહેવું અસંભવિત જણાયું. તેણે ધીમા અવાજે સંકોચ સહિત કહ્યું: " આપનો...આપનો પુત્ર બોલાવી લાગ્યો એટલે..." બોલી ચૂપ થઇ ગયો. રમણી પોતાના વાંકડીયાં વાળ પર હાથ ફેરવતા બોલી: " એ તો આપનું અહોભાગ્ય ! " ફરી થોડી ક્ષણ બંને મૌન રહ્યા. હવે સરોજને યજમાન યાદ આવ્યા. પૂછ્યું " દલસુખજી ઘેર નથી ? " આ સાંભળતાં જ પાલવમાં મોં છુપાવી રમણી હસતાં બોલી: " દલસુખજી કોણ ?" અંધારી રાત્રે માર્ગ સુગમ સમજી પગલું ભરતાં લપસી જવા જેવી સ્થીતિ સરોજની થઈ. તેણે પૂછ્યું: " તે છોકરો કોણ છે ? "

સ્ત્રીએ ઉત્તર આપ્યો: " તે એક અનાથ બાળક છે. હુંજ તેનું ભરણ પોષણ કરૂં છું. "

" તેને તો અમને કહ્યું હતું કે મારા પિતાનું નામ દલસુખજી છે. "

" તે બિચારો શું જાણે ? તેને માતાપિતા અગર ભાઇબેન કોઇ નથી. "

"તમે આમ કાં બોલો છો. તેણે તો અમને કહ્યું હતું કે તમને મારી બાએ બોલાવ્યા છે. તો પછી તેનો શો અર્થ ?"

"બચપણથી જ મેં તેને પાળીપોષી મોટો કર્યો છે. અને તે મને જ બા કહી બોલાવે છે, ખરી હકીકત તો આ છે."

સરોજનું મન ખાટું થઇ ગયું, તેણે સ્ત્રી તરફ દષ્ટિ કરી. મોં વાંકુ કરી પૂછ્યું: "ત્યારે તો આપના ઘરમાં કોઇ પુરૂષ નથી એમને ?"

"હેં ! કેમ નથી ?" કહી હસવા લાગી.

"કોણ છે"

"તમે જ !" કહી તેણે લજ્જા પ્રદર્શિત કરવા નીચું જોયું.

રાજેન્દ્રનું પેટ પ્રથમથી જ સીગારની ધૂણીથી ભરેલું હતું. હાસ્યે આવીને હૃદય તળથી ધક્કો મારી ખાંસી દ્વારા ધૂણી બહાર ફેંકી દીધી. સરોજનું ગળું રૂંધાઇ ગયું. તેણે કાંઇ કહેવા ધાર્યું; પરંતુ 'એ' એં'માં પલટાઇ ગયું.

પછી તે સ્ત્રી પાલવની કિનાર આંગળી પર લપેટતા બોલી: "જેઓ કૃપા કરી મારે ત્યાં આવે છે...આજે આપ મહાનુભાવ પધાર્યા છો એજ મારૂ અહોભાગ્ય છે. પૂણ્ય છે."

સરોજની સમજમાં ન આવ્યું કે હવે શું કહેવું. તેણે રાજેન્દ્ર તરફ જોયું. રાજેન્દ્ર ખીસામાંથી રૂમાલ કાઢી પરસેવો લુંછવા લાગ્યો. રાજેન્દ્રના હાથમાં રૂમાલ જોતાં જ સરોજને તે રૂમાલનું સ્મરણ થઇ આવ્યું. તરત સરોજે કહ્યું: "આપે મોકલેલો રૂમાલ ઘણોજ સુંદર છે.

"એ ગરીબોની શ્રદ્ધાંજલી છે. અરૂણાના હાથની કળા છે."

હજુસુધી રાજેન્દ્રે મોં ખોલ્યું ન હતું. તે વાતો કરવા આવ્યો ન હતો; આવ્યો હતો તમાસો જોવાને. સહસા રાજેન્દ્રની દષ્ટિ મેજ પર રાખેલી તસ્વીર પર પડી. તે હાથમાં લઇ જોવા લાગ્યો. આ

જોઈ સ્ત્રીએ કહ્યું: "આ અરૂણાની તસ્વીર છે. હજુ હમણાં જ અઢા-રમી વર્ષગાંઠ વખતે પડાવવામાં આવી છે, પુરો એક સપ્તાહ પણ થયો નથી."

તસ્વીરની છોકરી છોકરી ન હતી. યુવતી હતી. સુંદરતાની પ્રતિ-મૂર્તિ અને સ્વર્ગલોકની અપ્સરા! એટલામાં તે સ્ત્રી ઊઠી બીજા ઓરડામાં ગઈ. તેઓ બંને તસ્વીરની સમાલોચના કરવામાં તલ્લીન હતા. રાજેન્દ્રે તસ્વીર મેજ પર મૂકી પોતાના જમણા હાથ વડે સરોજની બાંય પકડી ધીમેથી ખેંચી નજીક લાવ્યો. સરોજે રાજેન્દ્રની પાસે ખેંચતાં પૂછ્યું: "આખરે આ છે કોણ?" રાજેન્દ્ર ચૂપ રહ્યો. જવાબને બદલે નયનો નચાવ્યાં. સરોજ હતો સાધુ માણસ. તે રાજેન્દ્રના નયનોની ભાષા કેવી રીતે સમજે? સરોજે પૂછ્યું: "તેનો મતલબ?"

"હજુ પણ ન સમજ્યા ભાઈમીયાં? આ તો ધરાતળની પરીઓ અને..."

"ધરાતળની પરીઓ અને?"

"મૂર્ખરાજ! વેશ્યા છે, સમજ્યો?"

"શું કહ્યું? વેશ્યા!"

"ચૂપચાપ તમાશો જો...બોલ નહિ..."

તે ઓરડામાં જઈ કહેવા લાગી: "આવ અરુણા, આવ. ક્યાં આટલી શરમાય છે..બહાર આવ."

ઓરડામાંથી તે રમણીની પાછળ પાછળ ચાંદીની રકાબીમાં પાન લઈ પાલવમાં મોં છુપાવતી તે રૂપલક્ષ્મી—અઢાર વર્ષની નવેઢા—અરુણા આવી બંને યુવકોની સામે ઊભી રહી. મોટી સ્ત્રીએ કહ્યું: "નમસ્કાર કર પાન આપ." અરૂણા એક-બે કદમ આગળ આવી રકાબી મેજ

પર મૂકી નમસ્કાર કર્યા. પછી માતાની પાછળ જઈ નીચા વદને ઊભી રહી.

રાજેન્દ્રના મોંમાંથી ‘ વેશ્યા ’ શબ્દો સાંભળતાં જ સરોજ ચોંકી ઊઠયો. તેનાં રૂવાંટાં ખડાં થઈ ગયાં. બિચારાને વેશ્યાગૃહનો પરિચય ન હતો. તે અહિયાં કયાં અને શા માટે આવ્યો ? તેના હૃદયનો કરુણ રસ પળવારમાં રૌદ્ર રસમાં પરિવર્તન થઈ ગયો. તેણે મનમાં વિચાર્યું: “ હું સમજતો હતો કે આ દારિદ્રયની પીડાથી વ્યતિત છે, દયાને પાત્ર છે; પણ આ તો નીકળી મહાન પાપી. ” તેનું કોમળ હૃદય ક્ષોભ અને ઉદ્વેગથી ખળભળી ઊઠયું. તેણે મનમાં જ કહ્યું: “ ઓહ ! આ લોકો કેટલા નીચ છે. તેને લીધે કેટલાય ઘર જમીનદોસ્ત થયા હશે! કેટલાય પરિવારનો સત્યાનાશ થયો હશે! કેટલાય ખૂન, હત્યા, મૃત્યુ થયા હશે. લોકોને કેવી આબાદ રીતે ફસાવે છે—આ ચૂડેલો ! રૂમાલ વેચવાના બહાને છોકરાને મોકલી લોકોને ફસાવવા. સમાજના આવા કલુષિત અંગોને ચીરી-ફાડીને આ પાપીઓને જીવતાં જલાવી ખાખ કરવા જોઈએ ! આ પાપીઓને પવિત્ર કરવા માટે એક નહિ, સો સો ગંગાજી પણ પૂરતા નથી. આ મહાન રોગનો સદંતર નાશ કર્યા વગર સમાજનો ઉદ્ધાર નથી.

: ૫ :

સરોજ એક આદર્શપ્રિય યુવક હતો. તે સાંસારિક સુખદુ:ખથી તદ્દન વિરક્ત હતો. જગતના વિચિત્ર વ્યવહારથી તેનું હૃદય સદા દુ:ખી રહેતું. તે નૂતન પ્રેમ—રાજ્યનું સ્વપ્ન જોયા કરતો હતો. તેના કલ્પિત રાજ્યમાં રોગ શોક ન હતાં, ઢોંગ—પાખંડ ન હતાં, ખૂન—ખરાબી ન હતાં, લૂંટફાટ ન હતી, ગરીબાઈનું નામ નિશાન નહતું, વેશ્યાઓની છાયા પણ ન હતી. મૂળથી જ સરોજ આદર્શવાદી હતો.

અને તેના શરીર પર આ વજ્રપાત! તેને એવી પ્રતીતિ થઈ કે ખુદ વિધાતા પોતાના આદર્શ પર હસી રહી છે.

રાજેન્દ્રની સ્થીતિ આ વખતે કંઈ વિચિત્ર થઈ હતી. અરુણાનું ચિત્ર તેના માનસ–પટ પર અંકિત થઈ ગયું હતું. એથી તેને માટે સરોજના હૃદયનો ભાવ સમજવો એકદમ કઠીન હતું. સમયને અનુકૂળ પોતાને બનાવી લેવાનો તેનો સ્વભાવ હતો.

સરોજને નહોતું જોઈતું અરુણાનું પાન, નહોતાં જોઈતા તેના મૃદુ કટાક્ષભર્યા નમસ્કાર. તે આવ્યો હતો સહાનુભૂતિ દર્શાવવા; પણ તેને માટે હવે મોકો કયાં હતો? તેની સહાનુભૂતિ તેલ વગર પ્રતિકૂળ પરિસ્થીતિ રૂપી પ્રબળ આંધિ સામે કેવી રીતે ટકી શકે? સરોજ અને રાજેન્દ્ર બંનેનું મૌન જોઈ તે સ્ત્રીએ વાતની શરુઆત કરી. "આ અમો ગરીબોની સેવા છે. આપની કૃપાથી જીવન..."

સરોજથી હવે ન રહેવાયું. ખુરશીમાંથી એવી રીતે ઊઠયો–જાણે તોફાન! તેના નેત્રોમાંથી આગના અંગારા ઝરવા લાગ્યા. હોઠ કંપવા લાગ્યા, મોં પર ગુસ્સાની રેખાઓ અંકિત થઈ ગઈ. ઘન ઘટાની ગર્જના જેવા અવાજમાં તે બોલી ઊઠયો: "ખરે! અમારે અહિ નહોતું આવવું જોઈતું!"

સરોજની રોષપૂર્ણ વાત સાંભળી ડરની મારી અરુણા હરિણીની માફક છલંગ મારી વીજળીની ઝડપે સામેના ઓરડામાં જતી રહી. મોટી સ્ત્રી પણ બે ઘડી સ્થંભી ગઈ; પણ ડરી નહિ. તેને આશ્ચર્ય થયું અને સાથે સાથે ક્રોધ પણ ઉપજ્યો. આશ્ચર્યનું કારણ તો એ હતું કે તેની જાળમાં ફસાએલું પંખી છટકીને ભાગવાની તૈયારીમાં હતું. અને 'નીચની સંગતિ' કહેવાના કારણે ક્રોધ ઉપજ્યો હતો. આવા કેટલાય યુવકોને તે જોઈ ચૂકી હતી. તે મનમાં બબડી: યાદ રાખજે, આજની ઘટનાનો શો અંજામ આવે છે? પછી કંઈક અતૃપ્ત

ભાવ પ્રગટ કરતાં બોલી: "કેમ શેઠજી! અમોને નીચ કહેવાનું કંઈ કારણ?" એક તો તે સ્ત્રી હતી; ત્યારબાદ અતિરિક્ત વેશ્યા. અને જો તે બગડે તો પુરુષના પુરુષત્વનો હિસાબ જ શો? સરોજ બેસી પડયો અને રાજેન્દ્રની તરફ જોવા લાગ્યો. પણ રાજેન્દ્ર તરફથી સહાયતાનો કિનારો ન દેખાયો. રાજેન્દ્ર આવ્યો હતો તમાશો જોવા; નહિ કે ભજવવા. હવે વાક્‌યુદ્ધમાં સરોજ એકલો પડી ગયો. સરોજે કહ્યુ: "કહેવાનો કંઈ મતલબ તો હશેજ ને? અમે થોડા જ વેશ્યાને ઘેર આવ્યા છીએ."

સ્ત્રીએ કહ્યું: "તો શું અમારી ભૂલ છે?"

"હા જરૂર."

"કેવી રીતે? જરા સમજાવશો?".

"રૂમાલ વેચવાને બ્હાને લોકોને ફસાવો છો?"

વ્યંગ સ્વરમાં "આપે મીઠાઈ મોકલી હતી...તેનો મતલબ?"

"હા, મોકલાવી હતી. તે છોકરો ક્યાં છે? કોઈ કુલીનનો છોકરો સમજી મોકલાવી હતી. જ્યારે છોકરે આમંત્રણ આપ્યું ત્યારે કુલીનનું ઘર સમજી આવ્યા હતા."

"પણ એવી કઈ ભૂલ થઇ છે તે બતાવશો?"

"વાહ! વાહ! કહેવું જ શું! વેશ્યાગૃહ એટલે જાણે કે તપોવન જ જોઇ લો!"

"શેઠજી, આપનું ઘર પવિત્ર હશે...હું પતિત અને નીચ છું. પણ પવિત્રતા...? પવિત્રતા પેટ ભર્યા બાદ..."

"પેટ? નાંખ જહાંનમમાં! શીયળ વેચીને પેટ ભરવાની અપેક્ષા કરતાં મરવું..."

"નિઃસંદેહ શેઠજી. આપની ઉદરાગ્નિ શાંત છે એટલે બીજાનું

મરણ આપને સરળ લાગે જ ! પણ આપને આપના જીવન પર અભિમાન છે એનાથી ક્યાંય વધું અમારા જેવા કંગાલોને હોય છે."

"જીવનને માટે બીજો કોઇ માર્ગ નથી ?"

"અમોને તો ભગવાને આજ માર્ગ બતાવ્યો છે."

"હાય ! તમારા હાથમાં સપડાઇ ભગવાન બિચારો પામર થઈ ગયો લાગે છે."

"પુરુષોને આજીવિકા માટે કેટલાય માર્ગ હોય છે; પણ સ્ત્રીને માટે બે જ માર્ગ હોય છે. શરીરનો ત્યાગ કરવો યા વેચાણ. હું એક દિવસ બ્રાહ્મણી હતી. ભાંગ્યું-તૂટ્યું લખતાં વાંચતાં શીખી હતી, હવે એ બધી શિક્ષા-દિક્ષા સ્વપ્ન સમાન દેખાય છે."

"ચૂલામાં જાય તારૂં બ્રાહ્મણત્વ !"

"હા. હું બ્રાહ્મણકુળમાં પેદા થઈ હતી; પરંતુ આપ યાદ રાખો કે હું બ્રાહ્મણત્વને તિલાંજલી આપી આ વૃત્તિમાં અપાર સુખ મેળવવા નથી આવી. પૂરો એક માસ ભૂખે મર્યા બાદ વિધિએ આ પાપકુંડમાં ધક્કેલી રસ્તો બતાવ્યો ! બોલો, આનો જવાબદાર કોણ છે ?"

સરોજનો ક્રોધ ધીરે ધીરે શાંત થઈ રહ્યો હતો. 'આદર્શ' અને 'જીવન' બંને તેના સન્મુખ નૃત્ય કરી રહ્યા હતા. તેને ગંભીર ભાવથી નીચી નજર કરી કહ્યુ: "ઠીક છે."

"શેઠજી ! મેં આટલી વાતો હજુ સુધી કોઇને કરી નથી. આજ ઘણા વર્ષે મારા દિલનો ઊભરો ઠાલવવાનો મોકો મલ્યો છે. તમારે બધુય સાંભળવું પડશે."

"જ્યારે હું બાલિકા હતી ત્યારે માતા-પિતા મને ધરતી માતાની ગોદમાં સદાને માટે આશરો આપી સ્વર્ગવાસી થયાં. તે વખતે કોઈ દૂરના સંબંધીએ હું અનાથિનીનું પોષણ કર્યું. ધીમે ધીમે મેં

તારુણ્યમાં પ્રવેશ કર્યો. ભાગ્યવશાત્ લગ્ન પણ થઈ ગયા; પરંતુ બે વર્ષમાં કિસ્મત પલટાઈ ગયું. અરુણાના જન્મ બાદ એક વર્ષે હું વિધવા થઇ. પતિદેવની થોડી જમીન હતી. સગાં–સંબંધીઓએ તે પચાવી પાડી. હું રસ્તાની રખડતી ભીખારણ બની. શેઠજી! રૂપ–યૌવનને છુપાવી કેવી રીતે મજૂરી કરું? દિવસ વિતાવવો પણ મુશ્કેલ થઇ પડયો. અનાજનો એક કણ પણ આ કંગાલની પાસે ન હતો. ભૂખે મરવુ પડયું. ભગવાને રૂપ આપ્યું, યૌવન આપ્યું; પણ ધકેલી દીધી. આપત્તિમાં, અનાહારના અંધ કૂપમાં. સાથે આત્મહત્યા કરવાનું ધૈર્ય પણ ન આપ્યું; આપ્યું પત્થર સરીખું હૃદય. ગલીએ ગલીએ રખડી. અંતે એક ધનાઢયને ત્યાં દાસી બની. તે ધનાઢય આ રૂપ–યૌવનના મોહમાં દાસી કહેવાનું ભૂલી ગયો, ત્યારે મેં આત્માભિમાનીના ગળામાં છરી ભોંકી દીધી. પણ હાય! હું ત્યાં પણ ન ટકી. ફરી ધૂળમાં રગદોળાઇ. હવે આ અરુણા–બીજી ગર્ભમાં અને હું ત્રણ થયાં. શેઠજી, ઓહ! ભૂખનો ભાર વહતાં હું ઘેર ઘેર ભટકી તે યાદ આવતાં આંસૂ નહિ, પણ રક્તધારાઓ ફુટી નીકળે છે. માન ગયું, જાતિ ગઈ, કુળ કલંકિત થયું! પરંતુ જુવાની ન ગઇ, ભૂખ ન ગઇ. અંતે મને ખરેખર ભ્રાંતિ થઇ કે જ્યાં સુધી રૂપ અને યૌવન રહેશે ત્યાં સુધી કંઈ ઠેકાણું નહિ પડે. અનંતર આ કિચ્ચડમાં કૂદી પડી...નહિ, કોઇએ ધક્કો મારી હડસેલી દીધી. એવી તો ફસાઈ ગઈ કે ફરી બહાર નીકળી ન શકી. અંતે મેં નક્કી કર્યું કે જ્યાં સુધી રૂપ–યૌવન રહેશે ત્યાં સુધી ભૂખ મટાડવાની યથાશક્તિ મહેનત કરીશ. પાપ–પૂણ્ય કયા પક્ષીનું નામ છે એની મને ખબર નથી. પણ મને આટલું તો સારી રીતે રગે રગે ને રૂંવાટે રૂંવાટે સમજાયું કે આ વિશાળ જગતમાં ભૂખ નામની એક અણમોલ ચીજ છે. સુખની ચિંતા નહિ; ભૂખની ચિંતા છે, ભૂખની! કેમ જીવવું એ એક સમસ્યા છે. અમારી પાસે યૌવન છે–રૂપ છે; અમારે જોઇએ છે અન્ન. જે અન્ન આપશે, તેની આગળ આ રૂપ યૌવન ન્યોચ્છાવર છે. જેમણે

પેટ ભર્યું છે તેમને કહેવાનો શો અધિકાર છે કે બીજાઓ ભૂખે મરી જાય? ક્ષુધાનું તાંડવ નૃત્ય તેઓ શું જાણે? શેઠજી! નિર્ગતિઓનું, કંગાલોનું જીવન કૂતરાઓથી બદતર હોય છે.

બોલતાં બોલતાં તેનું ગળું રુંધાઇ ગયું. તે શીર ઝુકાવી બેસી ગઈ.

અત્યાર સુધી સરોજ શીર નમાવી ચૂપચાપ સાંભળી રહ્યો હતો. તેનો ક્રોધ, તેની ઘૃણા બધું ય અદ્રશ્ય થઈ ગયું હતું.

પણ તેનો આદર્શ? તેના આદર્શ જગતમાં પ્રબળ આંધિ ઊઠી. ભૂખની પીડા! જીવનની ચિંતા! આ સ્ત્રીની કરુણ કહાણી સાંભળીને સરોજનું હૃદય ઉથલ પાથલ થવા લાગ્યું. હથેળી પર મસ્તક ટેકવી ઘેરો શ્વાસ ખેંચ્યો. કટુ વચનોથી તેણે સ્ત્રીના હૃદયમાં કાતિલ ઘા કર્યા હતા તે બદલ તેને પશ્ચાત્તાપ થયો, તદુપરાંત તે રમણીના મોં તરફ જોઈ નમ્ર ભાવે ધીમા અવાજે કહેવા લાગ્યો: "માતાજી, મારાથી ભૂલ થઈ ગઇ છે, ગંભીર ભૂલ! આજે જ મેં જીવનનો સંઘર્ષ આંખોએ જોયો, કાનોએ સાંભળ્યો. નિઃસંદેહ જીવનની સમસ્યા જટીલ છે. પ્રત્યેક માનવી આ સમસ્યા પોતપોતાની શક્તિ–યુક્તિ અનુસાર સમજવાનો પ્રયત્ન કરે છે. હું આપને નમ્ર વિનંતિ કરું છું કે મેં જે આપની સાથે અનુચિત વર્તાવ કર્યો છે તે બધું ભૂલી જાવ, મને ક્ષમા આપો.

ત્યારબાદ સરોજે વિદાય માંગી. રાજેન્દ્ર અને સરોજ બંનેએ ઊઠી ચાલવા માંડયું.

બંનેના ગયા બાદ તે સ્ત્રી બારણું બંધ કરી સોફા પર જઇ બેઠી. અરુણા ઓરડામાંથી બહાર આવી ગર્વ સહિત બોલી: "આ તેં શું માંડયું છે? આખી રામાયણ પેલા બોઘા ગાંધીટોપીવાળાને શું કામ કીધી?" માતાએ કંઈ ઉત્તર ન આપ્યો. જ્યારે તે સોફા પર બેસવા ગઈ ત્યારે ત્યાં જોયું તો એક કાગળનો ટુકડો પડયો છે.

ઉપાડી જુએ છે તો પાંચની નોટ છે. "આ કયાંથી આવી?" પૂછતી ચંદ્રમણી પાસે ગઈ.

માતાએ ઉત્તર ન આપ્યો. એકીટસે નોટ તરફ જોયા કર્યું. યુવતીએ ઝડપ મારી નોટ છીનવી લીધી. અને માતાના ખભા પર હાથ મૂકતાં ફરી પૂછ્યું: "આ કયાંથી, બા?"

"કોણ જાણે?" કહી માતા ધેરો શ્વાસ ખેંચી થંભી ગઈ. ત્યારબાદ બોલી: "કદાચ પેલા ગાંધી ટોપીવાળાની ન હોય!"

યુવતી: "એનું વર્તન કેટલું અસભ્ય હતું!"

માતા "કદાચ તે ભૂલી ગયો ન હોય!" કહી મૌન રહી.

: ૬ :

રસ્તે ચાલતાં ચાલતાં સરોજ અને રાજેન્દ્ર ઘણો સમય ચૂપ રહ્યા. રાજેન્દ્ર એકાએક હસી પડયો.

સરોજે તેને હાસ્યનું કારણ પૂછ્યું.

"કંઈ નહિ! એ તો તેં છોકરા સાથે નમસ્કાર કહાવ્યા તે યાદ આવ્યા."

સરોજ: "રાજેન્દ્ર, તારૂં ધારવું એવું છે કે તે પેટને માટે શરીર વેચી રહી છે?"

"હા, અને તું?"

"મારુ કહેવું તો એમ છે કે તે આ નિષ્ઠુર સમાજની ભિષણ ચક્કીમાં હાથ–પગ બાંધીને ફેંકાઈ ગઈ છે. નિરાધાર અબળા છે, કામવાસનાનું ક્રિડાક્ષેત્ર છે તથા ભારતની પતિત સ્ત્રીનું જીવંત પ્રતિબિંબ છે."

"શું કહ્યું ? ફરી એક વાર બોલ તો !"

"છિ ! શરમ નથી આવતી ?"

ફરી બંને ચાર–પાંચ કદમ મૌન રહ્યા. રાજેન્દ્ર ફરી હસી પડયો.

સરોજે કહ્યું: "શું તું પાગલ થઈ ગયો છે ?"

"કંઇ નહિ. મને રૂમાલ સાંભળી આવ્યો. કહે હવે તું તે રાખીશ કે ફેંકી દઈશ ?"

"રાખીશ, નહિ ફેંકી દઉં."

તરત જ રાજેન્દ્રે પોતાના ખીસ્સામાંથી એક વસ્તુ કાઢી સરોજના હાથમાં મૂકતાં કહ્યું: "તો આ પણ તેની સાથે રાખજે !"

સરોજે જોયું તો મેજ પર રાખેલી અરુણાની તસ્વીર હતી.

સરોજે કહ્યું: "ચક્રમ કહિનો ! આ કેમ ઉપાડી લાવ્યો ?"

રાજેન્દ્રે હસતાં કહ્યું: "તને પ્રેમોપહાર આપવા માટે."

× × ×

એક જ દિવસમાં એક જ રાતમાં સરોજના આદર્શ કેટલા પરિવર્તન પામ્યા એ કહેવું મુશ્કેલ છે; પરંતુ બે વર્ષ પછી અરુણા તેના ઘરમાં ગૃહરાજ્ઞી તરીકે બિરાજી ગઇ હતી.

: ૭ :

આશ્વિન માસનો છેલ્લો સપ્તાહ હતો. આ વખતે દુર્ગાપૂજા અશ્વિનના અંતમાં હતો. સરોજ અમદાવાદથી તાજેતરમાં જ બદલી કરી મુંબાઈ આવ્યો હતો. સાથે તેની ગૃહિણી અરુણા પણ આવી હતી.

રૂમ નાની હતી, પણ અરુણાએ પોતાના હસ્તકમળોથી સજાવેલી હતી. સરોજની સ્ત્રી–અરુણા સરોજનો પોશાક, ચંપલ અને

પોતાનાં વસ્ત્રો વગેરે વ્યવસ્થિત ગોઠવતી હતી. રૂમ સુંદર અને સુઘડ જણાતી હતી. તે કાયમ સરોજનું ટેબલ સુંદર રીતે સજાવતી, ફુલ-દાનીમાં ફૂલ ગોઠવતી. બિછાનું પણ બગલાની પાંખ જેવું સફેદ હતું. ઘરમાં ક્યાંયે ધૂળનું નામ-નિશાન નહોતું. લગ્ન થયાં ને ૭ વર્ષ થયાં હતાં; પણ હજુ સુધી અરુણાનો અજ્ઞાત ભાવ દૂર થયો ન હતો. અરુણા હજુયે પોતાના આત્મિય સ્વજન પાસે હૃદય ખોલી વાત કરતાં શરમાતી હતી. સરોજનું મન અરુણાનું સુંદર રૂપવાન મોં નિહાળતાં ય ધરાતું ન હતું. ઓફિસમાં કામ કરતી વખતે પણ પોતાની પ્રિયાનાં નેત્રો, માધુર્ય અને હાસ્ય વેરતાં મુખડાનું સ્મરણ થતાં જ તે પોતાની જાતને ભૂલી જતો હતો. અને ઓફિસનું કામ ભૂલી તેના વિચારોમાં ગરકાવ થઈ જતો હતો.

એક દિવસ સવારમાં સરોજની સામે દૂધ મૂકી અરુણા પાસેની ખુરશી પર બેસતાં બોલીઃ "કાલે ભાઈ પાસે ગઈ હતી. આજે સાવિ-ત્રીનો ખેલ હોવાથી મને બોલાવી છે. લગભગ ચાર વાગે મારો ભાઈ બોલાવવા આવશે. તમો આવશો ને ?"

મંદ હાસ્ય કરતાં સરોજે કહ્યુંઃ "તારા સિવાય હું એકલો રહી શકું એમ છું ? બોલ, તને શું લાગે છે ?"

"અત્યારે તો એવું કહો છો; પરંતુ કાલે સવારે આંખ મીંચાઈ જાય તો તો તરત બીજું લગ્ન કરવાને તૈયાર થઈ જશો."

તેના મોં પર હાથ દાબતાં સરોજ બોલ્યોઃ "એવી અમંગળ વાતો ન કર."

"કંઈ ખોટું નથી કહેતી. ખરું જ કહું છું." અરુણા હસતાં હસતાં બોલી.

રીસાઈ સરોજ દૂધ પીધા વિના ઊઠી ઊભો થઈ ગયો.

અરુણા હાથ પકડી બોલીઃ "મારા સમ દૂધ પી લો. હું તો મજાક કરતી હતી."

"આવી હૃદયભેદક મઝાં તે હોતી હશે ?"

"ના, વાત તો સત્ય છે. જુઓ તો ખરા–પુરુષો તો એટલા નિષ્ઠુર હોય છે. કે તેની ઉત્તરક્રિયા થયા પહેલાં જ લગ્ન કરવાને તૈયાર થઇ જાય છે. ત્યારે અમો સ્ત્રીઓને છ સાત મહિના સુધી તો આંખનું પાણી પણ સૂકાતું નથી. પુરુષો તો લગ્ને લગ્ને કુંવારા હોય છે. કેમ ખરી વાતને ?" અરુણાની હજુ વધુ કહેવાની ઇચ્છા હતી. પણ સરોજના ચહેરાનો દયામણો દેખાવ જોઇ તે ચૂપ થઇ ગઇ.

"સવારના પહોરમાં આવી અશુભ વાત ન કર. હું આજે જરૂરી કામ અંગે શાંતાક્રુઝ જવાનો છું. તું તારા ભાઇની સાથે જજે. હું શાંતાક્રુઝ થઇ ત્યાં આવીશ. કહી દેજે કે વાળુ પણ ત્યાં જ કરીશું."

બીજી એકાદ બે વાત કહી સરોજ ઓફિસે ગયો. અરુણા ગૃહ-કાર્યમાં રોકાઇ ગઇ. તે વાળેલા ઘરને ફરી વાળતી. તેનાથી જરા પણ ધૂળ સહન થતી ન હતી. પડદા, ટેબલક્લોથ વગેરે જરાય મેલા થવા પામતા ન હતા. સરોજના પહેરણના બટન ટાંકવાના હોય, કોઇ થેલી સીવવાની હોય તે વગેરે શોધીને અરુણાએ પોતાનું કામ કાઢયું. સરોજને અનુકૂળ થઇ રહેવું એજ તેના જીવનનું પરમ લક્ષ હતું. સરોજની હાજરીમાં તેનાથી કામ થઇ શકતું ન હતું. સરોજનો પ્રસન્ન સુંદર ચહેરો જોઇ તે સરોજમય થઇ જતી. તે આખો દિવસ કાર્યમાં ગૂંથાએલી રહેતી, પણ તેના કર્ણ તેની ચંપલના અવાજની. રાહ જોતા. પરિચિત પગરવનો ધ્વનિ કાને પડતાં જ અરુણાનાં સુકુમાર ચહેરા પર આનંદ તથા તૃપ્તિની આભા ફુટી ઉજ્જવલ થઈ ઊઠતી. આ પ્રમાણે બંને તરુણ તરુણીનો સંસાર પરમ સુખ તથા શાંતિથી ચાલતો હતો. બંનેને અન્ય કોઇ ચિંતા ન હતી પ્રેમ અને આનંદના ફુવારાની ઠંડકમાં બંને પૃથ્વીને સ્વર્ગ સમજતા હતા. નવીન નવીન ભાવોને અનુભવી બંને પ્રેમી પ્રાણીઓ કામવાસના પૂર્ણ કરતા સંસારમાં સ્વર્ગીય સુખોનો અનુભવ કરતા હતા.

ભાઈને ત્યાં બંને જમી પરવારી, ભાઈ સાથે 'સાવિત્રી' નાટકનો અભિનય જોવા ગયા. સાવિત્રી મૃત પતિના પ્રાણ યમરાજ પાસેથી પોતાની અપૂર્વ શક્તિના બળે પાછા લાવી તે જોઈ અરુણાના હૃદયમાં એક અસીમ તૃપ્તિનો અનુભવ થયો. આજ છે-નારીજીવનની સાર્થકતા. અહિયાં પણ નારી જીવનની મધુરતા છલકાતી હતી. અરુણા એકીટસે અભિનય નિહાળી રહી હતી. સહાનુભૂતિ પૂર્ણ આંખોના આંસુ બંને ગાલ પર ટપકી પડયાં.

અભિનય સમાપ્ત થયો. ભાઈની વિદાય લઈ બંને ઘેર આવ્યા. સવારમાં સરોજનું શરીર નરમ હતું, તાવ આવ્યો હતો. રાતની નિદ્રા બગડવાથી બેચેની લાગતી હશે એમ વિચારી હાથ મોં ધોઈ સરોજ ઓફીસે ગયો. પરંતુ આજે અરુણાના મનને શાંતિ ન હતી. દરરોજની માફક કામમાં તેનું ચિત્ત ચોંટતું ન હતું. કોઈ અજ્ઞાત અમંગળ આશંકાથી મનમાં અશાંતિએ ઘર કર્યું હતું. સાંજે સરોજ ઘેર આવ્યો ૧૦૩-૧૦૪ ડીગ્રી તાવ લઈને. આવતાં જ પથારીમાં સૂઈ ગયો. અરુણાએ ડૉકટરને બોલાવવા વ્યાકુળતા બતાવી. સરોજ બોલ્યો: "આટલી વ્યાકુળ ન થા, અરુ! મને એવો તે કયો તાવ આવ્યો છે કે આટલી બધી અકળાય છે. આવું તો મને હરઘડી થયા કરે છે."

પણ અરુણાનું મન ન માન્યું. પટાવાળા જોડે સરકારી ડૉકટરને ખબર આપી. પણ તે દિવસે ડૉકટર ન આવ્યો. કહેવડાવ્યું: "સવારે આવીશ."

અરુણાએ તાવથી પીડાતા સ્વામીના મોંમાં પાણી રેડતાં આખી રાત બેસીને વીતાવી. પટાવાળાને પણ લાગી આવ્યું. પટાવાળો પણ સરોજની પાસે આખી રાત બેસી રહ્યો. તેણે રાત્રે કેટલી ય વાર અરુણાને કહ્યું: "માઈજી, આપ જરા સો જાઈએ. બાબુજી કે પાસ મેં બેઠા હું." પરંતુ વિપદ્‌ની આશંકાને લીધે અરુણા ન ઊંઘી. સવારે તાવનો વેગ ઓછો થયો હતો.

સરોજે આંખો ખોલી. અરુણાને ત્યાં બેઠેલી જોઈ બોલ્યો: "અરુ ! તું જરા વાર આરામ કર. હું સારો છું. અત્યારે મને બિલકુલ તાવ નથી." આખી રાતના ઉજાગરાથી અરુણા ક્લાન્ત હતી. સરોજના પગ પાસે માથું મૂકી સૂઈ ગઇ.

ડૉકટરે કહ્યું: "શહેરમાં ઘેરઘેર ન્યુમોનિયાના કેસ છે. સારવારની ખાસ જરુર છે. અત્યારે આ દવા આપજો. સાંજ સુધીમાં તાવ ન ઉતરે તો મને કહેવડાવજો."

તે દિવસે તાવ ન ઉતર્યો. ડૉકટર ફરી તપાસી ગયા. બીજે દિવસે પણ તાવ ન ઉતર્યો. અરુણાના ભયની સીમા ન રહી. સરોજના સમાચાર સાંભળી અરુણાની બા અને ભાઈ બંને દોડતા આવ્યા. આત્મિય સ્વજનોથી અરુણાનું ઘર ઉભરાઇ ગયું. ડૉકટર પણ નિયમિત દવા આપતો હતો. પણ સરોજનો તાવ ન ઉતર્યો તે ન જ ઉતર્યો. સાતમે દિવસે અરુણાના ભાઇ તથા બાને એક તરફ લઇ જઇ ડૉકટરે કહ્યું: "મને ટાઇફોડનો વહેમ છે. એટલા મોટા ડૉકટર સાહેબને બોલાવવાનો મારો વિચાર છે." ભાઇએ મ્લાન વદને કહ્યું: "આપને જેમ યોગ્ય લાગે તેમ કરો."

મોટા ડૉકટરે સલાહ આપી: "કેસ સીરીઅસ છે. ખૂબ સાવધાનીથી કામ લેવું પડશે."

શિક્ષિત અરુણાથી ભાઈ શું છૂપાવે ? તેણે બધુંય કહી સંભળાવ્યું. સાંભળી તેના માથા પર જાણે વજ્ર તૂટી પડયું. કદાચ સરોજ સારો ન થયો તો...અરુણા વધુ વિચારી ન શકી ! અરુણાનું મૃત્યુ સરોજ સહી શકશે–કારણ તે પુરુષ છે. અરુણાનું જીવન સરોજ વગર નિરર્થક હતું. અરુણા વ્યાકુળ થઇ રોવા લાગી. રડી રડીને આંખો સૂઝાડી દીધી. પોતાના પ્રાણને બદલે સરોજના પ્રાણની યાચના ઇશ્વરની પાસે બેફાટ હૃદયે કરી. અરુણાની વ્યાકુળતા જોઇ ઘરના

માણસોના હૃદય દ્રવી ઊઠયા. પણ તેને સાંત્વન કોણ આપે ? માતા કંઇ પણ કલ્પી શકતી ન હતી. અરુણા ચૂપચાપ સ્વામીની સેવા કરતી હતી. રાત્રે પતિના ચરણ પાસે પડી રહેતી હતી. ભાઈ તેને બળજબરીથી ઊઠાડી કહેતો: "રોગીને કષ્ટ થાય છે. જા, બીજી પથારીમાં જઇ સૂઇ જા. અહિયા અમે બધાં છીએ !" અરુણા આંખો લૂછતી આવી ફરસબંધી પર સૂઈ રહેતી. આશ્વિન માસની ઠંડીની પણ તેને દરકાર ન હતી.

સરોજ તાવમાં અચેત પડી રહેતો. કદી હોશમાં આવતાં અરુણાને પોકારતો. અરુણા ભીની આંખે પાસે આવી બેસતી. સરોજ મોં ખોલતો 'પાણી.' અરુણા એક ચાબકુ પાણી મોંમાં રેડતી.

સવારના પહોરમાં અરુણાનો ભાઈ હાથ મોં ધોઇ બહાર ગયો હતો. ઘરમાં બીજું કોઈ ન હતું. અરુણા સરોજની પથારી પાસે બેઠી હતી. સરોજ સૂઈ રહ્યો હતો. લગભગ અચેતન અવસ્થામાં જ હતો. અરુણા સરોજના કરમાએલા મુખ તરફ નિહાળી ઇશ્વરને પ્રાર્થી રહી હતી 'હે પ્રભો ! આ સુંદર પવિત્ર આત્માને બદલે તમે મને ઉપાડી લો. પ્રભુ ! શું હું તેમના મૃત્યુનો શોક સહી શકીશ ? નારી માટે જો ફક્ત સ્વામિભક્તિનું પુણ્ય હોય તો આ પુણ્યના બદલામાં પતિનું જીવનદાન કરો.'

અરુણા પાતર હતી ! વેશ્યા હતી ! હતી ત્યારે હતી પણ અત્યારે તો નારી છે. અને તેના નારી જીવનની સાર્થકતા આ સિવાય બીજી કઇ હોઈ શકે ? એટલે અરુણાનું નારી હૃદય–સ્ત્રી હૃદય પોતાના જીવનના મૂલ્ય પર સ્વામિના જીવનની ભિક્ષા–પ્રાર્થના કરી રહ્યું હતું.

આજે બધાના મોં પર ગંભીરતા પથરાયેલી છે. આજે સરોજનો વિકાર અન્ય પ્રકારનો હતો. ડૉક્ટરે કહ્યું હતું. "આજે જ સરો

જના જીવન-મરણનો ફેંસલો છે.' સરોજના માતા-પિતા ઘેરથી આવી ગયા હતા. માતા ભીના વસ્ત્રે ઈશ્વરને પ્રાર્થના કરી રહી હતી અને ગણપતિ દાદા તથા બીજા દેવોના નામનો જાપ જપતી કુમારીકાના હાથે કંતાએલા દોરાને ગાંઠો વાળી રહી હતી. બે વખત અરુણા રોતાં રોતાં બેભાન થઈ ગઈ હતી. તેના વ્યાકુળ હૃદયમાંથી નીકળતી હૃદયભેદક સ્તુતિ શું દયામય પ્રભુના કાને નહિં પડતી હોય? શું વૈધવ્યવ્રતનું પાલન કરાવવા માટે જ તેની સૃષ્ટિ સર્જાઈ હતી! અરુણા પાગલ જેવી થઈ ગઈ હતી. બેફાટ હૃદયે સ્વર્ગની લક્ષ્મી-દેવીઓની સ્તુતિ કરવા લાગી. માતા અરુણાને શું સમજાવે! અરુણાંની સાથે ખૂદ તે પણ રડી રહી હતી. અરુણાના ભાઈની નિર્જળ આંખો અકાળે બહેનનો સુખ સૂર્ય અસ્ત થતાં અને તેના કઠોર વ્રતની ઉપાસનાનો વિચાર કરતાં ઉભરાઈ રહી હતી. ઘરમાં બધાં ગંભીર હતા. સોય પડવાનો અવાજ સંભળાય એટલી શાંતિ હતી.

હરકોઈ સરોજના અચેત ચહેરા તરફ જોઈ રહ્યા હતા, ત્યાં તો સરોજ બોલી ઊઠયોઃ "ના, અરુણા વગર હું નહિં રહી શકું! અરુણાને તમો નહિ લઈ જઈ શકો." હરકોઈ વ્યાકુળ થઈ ગયા. અરુણાએ પાસે આવી જોયું તો સરોજની આંખોમાં આંસુ ઉભરાંતાં હતાં. તેની પ્યાસી આંખો અરુણાને શોધી રહી હતી. અરુણાએ સરોજની પાસે આવી તેની આંખો લૂછી, પછી તેના મોંમાં ગ્લુકોઝનું પાણી રેડયું—સરોજ તે પી ગયો.

મોં પર હાથ ફેરવતાં અરુણાએ પૂછયું: "હવે કેમ છે?" તેણે જવાબ આપ્યોઃ "ઠીક છે."

ધીમે ધીમે મૃત્યુના ચિહ્નો નહિવત્ થઈ ગયાં. ડૉક્ટરે જોયું તો નાડીની ગતિ બરાબર ચાલતી હતી.

: ૮ :

બપોરે સરોજને દવા પીવડાવી અરુણા તેના પગ દાબી રહી હતી.

"અરુ! તારા હાથ આટલા ગરમ કેમ લાગે છે?" સરોજે પૂછ્યું.

અરુણા હસતાં બોલી: "ક્યાં ગરમ છે?"

સરોજ વ્યાકુળ ભાવથી બોલ્યો: "અરુ, આ હસવાની વાત નથી, નક્કી તને તાવ આવ્યો છે."

એટલામાં અરુણાનો ભાઇ ત્યાં આવી પહોંચ્યો.

સરોજ બોલ્યો: "ભાઇ સાહેબ, જુઓ તો અરુણાને તાવ આવ્યો લાગે છે?"

અરુણા વ્યાકુળ થઇ દૂર હઠી બોલી: "ના ભાઇ એ તો જરા અમસ્તુ શરીર ગરમ છે. હમણાં જ સારુ થઇ જશે, અમથો ગભરાઓ ન થા." ભાઇએ અરુણાના શરીર પર હાથ મૂક્યો. "ખરે જ! અરુણા, તને તાવ આવ્યો છે. જા સૂઇ જા."

"ભાઈ, મને તો કંઇ પીડા થતી નથી; હું સારી છું. નકામી ચિંતા ન કર."

"અરુ, ભલે તને પીડા થતી ન હોય; પણ મને તો થાય છે ને? જા સૂઈ જા, મારું કહ્યું માન."

ભાઈએ અરુણાને ત્યાંથી પરાણે લઇ જઇ બાને કહ્યું: "બા, બેનની પથારી ક્યાં છે? તેને તાવ આવ્યો છે."

"મેં તો અરુણાની પથારી કોઇ દિવસ જોઈ નથી. તે તો સદાય નીચે પત્થર પર સૂઈ રહે છે; પછી તાવ કાં ન આવે?"

આશ્ચર્યાન્વિત થઇ બેનના મોં તરફ જોઇ ભાઇએ કહ્યું: "અરુ ! તારા શરીરની સંભાળ રાખતાં કયારે શીખીશ ? હવે આ કોણ ભોગવશે ? જા, મારી પથારીમાં સૂઈ જા."

અરુણા હસતાં બોલી: "ભાઈ, નારી જીવનની આવશ્યકતા જ્યારે નથી સાંપડતી ત્યારે જીવનના મૂલ્યનો અનુભવ નારી હૃદયમાં કેટલો હોય છે; અને તે વખતે શરીરની સંભાળ તે શું રાખી શકે ! યા રાખવાની ઇચ્છા કરી શકે ?"

ભાઇએ એક દીર્ઘ નિશ્વાસ છોડયો.

ડોકટરને ખબર આપવામાં આવી. તેઓ તપાસીને બોલ્યા: "ટાઇફોઇડનું ઘર છે. સાવધાનીથી રહેવાની ખાસ જરુર છે. હજુ સામાન્ય તાવ છે."

અરુણાના ચહેરા પર અપૂર્વ જ્યોતિ ઝળકવા લાગી, જાણે તેને સુખનો કોઈ નવીન આશરો મળ્યો ન હોય ! જેમ જેમ દિન પર દિન વિતતા ગયા તેમ તેમ તેના ચહેરા પર અપૂર્વ જ્યોતિ ઝળકવા લાગી. તેને ખબર જ ન હતી કે તેનો તાવ વધી રહ્યો હતો ! પણ પહેલાની માફક જ હસમુખ વદને વાતો કરતી હતી. દુઃખ છાયાનાં ચિહ્ન પણ ચહેરા પર જણાતાં નહોતાં. જે મળતું તે હસતે વદને ખાઈ લેતી. માતાની સાથે વાત કરતી. ભાઇને કવિતા વાંચી સંભળાવતી. અરુણાના જ્વર પીડિત ચહેરા પર એક પ્રકારની તૃપ્તિ બિરાજી રહી હતી.

થોડા જ દિવસમાં સરોજ હરતો ફરતો થઈ ગયો એક દિવસ સરોજ અરુણાના ઓરડામાં આવી તેની જોડે વાત કરતો હતો. અરુણા સરોજના વદન પ્રતિ એકીટસે નિહાળી રહી હતી. જાણે કેટલાય જન્મો સુધી આ પ્રકારે નિહાળવા છતાં પણ તૃપ્તિ નહિ થાય.

એક દિવસ સરોજે અરુણાની દ્રષ્ટિથી વ્યતિત થઇ પૂછ્યું: "તું આવી કાં થઈ ગઈ અરુ ! તારી દ્રષ્ટિ આટલી બધી કરૂણ કેમ લાગે છે ?"

તેણે હાસ્ય વેરતાં જવાબ આપ્યો: "એવી રીતે જ નિહાળી રહી છું."

આ જવાબથી સરોજના મનને સંતોષ ન થયો.

એક દિવસ બપોરે અરુણાએ માતાને પૂછ્યું: "બા, પૂજા ક્યારે છે ? આવતી કાલે વિજયાદશમીને ?"

માતાએ ઉત્તર આપ્યો: "હા, અરુણા, પૂછવાનું કંઈ કારણ ?"

અરુણા હસતા બોલી: "બા, તમે બધા મારી દરેક વાતોનું કારણ શા માટે પૂછો છો ? તમને એમ લાગે છે કે હું પ્રત્યેક વાત વિના કારણે પૂછું છું ? સારું, જો તમોને એવું લાગતું હશે તો હવે કંઈ નહિ પૂછું."

માતાએ સ્નેહભર્યા શબ્દોમાં અરુણાને કહ્યું: "સારું. હવે તને નહિ પૂછું. પૂછજે, બધું કંઈ પૂછજે !"

અરુણા બોલી: "બા, હું બહુ સૂકાઈ ગઇ છું; નહિ ? અરિસો આપ તો."

માતાએ તેને અરિસો આપ્યો. મોં જોઇ અરુણા બોલી: "બા, જૂઓને મારા માથામાં સિન્દુર નથી. સૂનું માથું નહિ રાખવું જોઈએ. મારી અરિસાવાળી પેટીમાં ચાંદીની ડબ્બીમાં સિન્દુર છે. જરા મારે કપાળે ચાંલ્લો કરો તો ! બા, તું પણ સમજુ થઇને મારું કપાળ સૂનું રાખે છે. બા, વિજયાદશમીના દિવસે સુંદર કપડાં પહેરવાનો મારો નિયમ છે. કાલે તું મને ચુંદડી પહેરાવજે, કપાળમાં કુમકુમ ચાંલ્લો કરજે. વારૂ જા, સિન્દૂર લઇ આવ."

માતાથી પુત્રીની વાત સહી ન ગઇ. તેણે બહાર આવી ભાઇને કહ્યું: "જરા અરુણા પાસે બેસ: હું સિન્દુર લઇને આવું છું. અરુણાને સમજાવવી છે."

ભાઇ અરુણા પાસે આવીને બેઠો. તેના હાથ પોતાના હાથમાં લઇ બોલ્યો: "અરૂ, તું આવી વાત ન કર. તું રોગિણી છે."

અરુણાએ અનુરોધ કરતાં કહ્યું: "ભાઇ, મારાથી વાત કર્યા વગર નથી રહેવાતું. ક્ષમા કરો. વાત કરવાની મના ન કરો. ભાઇ, બહેન રાજુ તો ઘણી મોટી થઇ ગઇ હશે, ખરું ને! મને તે ઘણી યાદ આવે છે. મેં વિચાર્યું હતું કે દિવાળીની રજામાં તેને જોવા જઇશ; પરંતુ તે ન બન્યું. ભાઈ, મેં તેને માટે રમકડાં અને બે જોડ કંપડાં ખરીદી રાખ્યાં છે તે તું જતી વખતે લઇ જશે.'

ભાઇએ કહ્યું: "અરુ, પહેલાં તો તું સારી થઇ જા! તું જરા સારી થતાં હું તને બહેન પાસે લઇ જઇશ, તે વખતે રમકડાં આપજે."

અરુણાએ કહ્યું: "ભાઈ, હું બહેનને ઘણી ચાહું છું ખરું ને! તેના પગલે જં માતાની અંધમતા...ફરી ગઇ. કોકનાં જ પગલાં એવાં સારા હોય છે! મારા લગ્ન પછી મેં તેને જોઇ નથી. હવે તો તે મને ઓળખી પણ નહિ શકે. ભાઇ, બહેનનો ફોટો બતાવો ને? જરા નિહાળી લઉં. પેલી અભરાઇમાં છે. બહેનને મારા વગર ઘડીભર પણ ચાલતું ન હતું."

પછી એક દીર્ઘ નિશ્વાસ મૂકયો. ભાઇએ ફોટો આપ્યો. અરુણા એકીટસે નિહાળી રહી. બાએ સિન્દુર પાણી વાળું કરી તેના કપાળ અને માથામાં ચાંલ્લો કરી અરુણાના સુંદર રૂપમાં વધારો કર્યો.

અરુણાએ સિન્દુરની ડબ્બી તરફ જોઇ કહ્યું: "બા, તેં આ સિન્દુરથી ભરેલી ડબ્બી આણું વળાવતી વખતે આપી હતી અને કહ્યું હતું 'બેટી, આ જ નારી જીવનની દુર્લભ વસ્તુ છે,' અને ખરે-

ખર હું તેને આજ સુધી દુર્લભ સમજતી આવી છું. સારું. મોં જોઇ લઉં." પોતાનું મુખ દર્પણમાં જોઇને અરુણાના મુખ પર સંતોષની રેખાઓ છવાઇ ગઇ.

માતાએ અરુણાની વાતોમાં કરુણ ભાવ જોઇ દુ:ખિત થઇ કહ્યું: "અરુ ! આ બધું તું શું બકે છે?"

વચમાં જ અરુણા બોલી ઉઠી: "બા, કેટલાં વાગ્યા ? બે વાગ્યા ને? તેમને દૂધ પીવાનો સમય થઇ ગયો છે? જા, તું પોતે જ આપી આવ."

અરુણાના આદેશનું પાલન કરવા માતા ચૂપચાપ ઊઠી ચાલી ગઇ.

ટાવરે બે વાગ્યાની સૂચના આપી. ભાઇએ ઊઠી બહેનનો તાવ માપવાને થર્મામીટર શોધી તેની બગલમાં મૂક્યું.

અરુણા હસતા બોલી: "તાવ કેટલીવાર માપશો ભાઈ? મારે લીધે તમને ઘણું કષ્ટ પડયું."

થર્મામીટર જોતાં જ ભાઈ મૂર્તિવત્ સ્થંભી ગયો. એકદમ ૯૫ ડીગ્રી. વિશ્વાસ ન બેસતા થર્મામીટર ફરી મૂકયું, પરંતુ ત્યારે પણ એનું એ જ. શરીરની ઉષ્ણતા જોવા માથા પર હાથ મૂકયો–જોયું તો શરીર પસીનાથી તરબોળ હતું. ભાઇનું હૃદય કંપી ઊઠયું. બાને બૂમ પાડી. બાના આવ્યા બાદ 'તું અહિંયા બેસ, હું આવું છું.' કહી સીધો મોટર લઇ ડોકટરને બંગલે પહોંચ્યો, અને તેમને સાથે લઇ પાછો ફર્યો.

ડોકટર સાહેબે ઇન્જકશન આપી કહ્યું: "આ પ્રમાણે તાવ એકદમ ઉતરી જાય એ સારાં લક્ષણ નથી. નાડીની ગતિ પણ બરાબર નથી. સાવધાન રહેવાની ખાસ જરૂર છે."

ઇન્જકશન આપતી વખતે અરુણા બોલી: "હજુ પણ સોય કયાં સુધી ખોસશો ભાઇ?"

ભાઇની આંખમાં આંસુ ભરાઇ આવ્યા. બોલ્યો: "અરુણાબેન, આવી વાતો ન કર." બધાની આંખો આંસુથી ભીની થઇ ગઇ.

આ પ્રમાણે આખી રાત પસાર થઇ. સરોજ ઉભરાતી આંખે અરુણાના સુંદર ચહેરા તરફ જોઇ રહ્યો. ખરેખર શું અરુણા મને રોવડાવીને ચાલી જશે. સરોજને વિશ્વાસ ન બેઠો. અરુણાના હિમ–શિતળ હસ્તને પોતાના હાથમાં લઇ બોલ્યો: "અરુ, તું મારા પ્રાણ પાછા લાવી હવે કયાં જાય છે? અરુ!"

સરોજનાં આંસુ લૂછી અરુણા બોલી: "છિઃ પુરુષની આંખોમાં આંસુ ન શોભે. તમારાં આંસુ જોઇ મને ઘણું દુઃખ થાય છે. બા, આજે ઘરમાં ધૂપ કેમ નથી કર્યો? ભાઇ! તમે કેમ રડો છો? જુઓ તો, હું કેટલી નસીબદાર છું. તમારા જેવા સ્નેહમય ભાઇના... નારી જીવનના આરાધ્યદેવ સ્વામિ ચરણમાં માથું મૂકી......"

અરુણા જોરથી હાંફવા લાગી. ચારે તરફ રૂદનમય વાતાવરણ ફેલાઇ ગયું. બાએ ચમચી વડે તેના મોંમાં ગંગાજળ મૂકયું. તેનું પરમ તૃપ્તિ સાથે પાન કરી અરુણા હાંફતા હાંફતા બોલી: "બા, વિદાય આપો. તેમના ચરણ અહિયા......"

તે સરોજના પગ શોધવા લાગી.

બા રોતા બોલી: "મારી સતી પુત્રી! સ્વામિને જીવતદાન અર્પી, પોતાનો જીવ આપ્યો. સરોજ! આપના ચરણોની રજ આપો બેટા, સતી નારીને તો સ્વામિની અતિરિક્ત બીજી કંઇ ચિંતા નથી."

આંખોમાંથી આંસુ વહેવડાવતો સરોજ અરુણાની પાસે ઊભો રહ્યો. સ્વામિની ચરણ રજ માથે ચઢાવી અરુણા સરોજને એકીટસે નિહાળી રહી. આંખો ફાટી ગઇ.

પ્રાણહીન શરીર પર પડી અરુણાનો ભાઇ બેફાટ રોવાં લાગ્યો. "અરૂ, મારી બેન! તને શું દુઃખ હતું? તું કયાં ચાલી ગઇ?"

અરુણાના હિમવત્ ચહેરા પર હાથ ફેરવતાં સરોજ બોલ્યોઃ 'અરુણા! અરુણા!!'

અરુણાના મુખમાં તુળસી મૂકતાં વૃદ્ધ સાસુએ સરોજને કહ્યું: "હવે વ્યર્થ શોક કરવાથી શું વળશે? પ્રાણ નથી, એ તો નિર્જીવ પડી છે. તું રોગી છે; તારે મૃત શરીર પાસે નહિ બેસવું જોઇએ. અંદર બેસ.."

સરોજને ત્યાંથી બળપૂર્વક દૂર લઈ જવામાં આવ્યો.

× × ×

શહેરમાં બધી જગ્યાએ પ્રતિમા–વિસર્જનની વિદાય વખતના કરૂણ ગીતો ગવાતાં હતાં. વિજયાદશમીના વિસર્જનની કરૂણ વાંસળીના ધ્વની સાથે સૂર મિલાવીને સતીલક્ષ્મી અરુણાની પ્રતિમાની વિસર્જન ક્રિયા હૃદય વિદારક કરૂણ ધ્વનિથી થઇ. દેવી પ્રફુલ્લિત હૃદયે પોતાના ઇપ્સિત ગૃહમાં ચાલી ગઇ, પોતાના સ્વામિના જીવનને બદલે પોતાનું જીવન અર્પીને સ્વર્ગની સતીલક્ષ્મી સીતા સાવિત્રી જ્યાં વસે છે ત્યાં!



# મૃદુલ ગ્રંથાવલી

## : નિયમો :

૧ આ ગ્રંથાવલીનું વર્ષ કારતક સુદ ૧ થી આસો વદ ૦)) સુધીનું ગણાશે.

૨ આ ગ્રંથાવલીમાં દર વરસે ત્રણ પુસ્તકો આપવામાં આવશે.

૩ દરેક પુસ્તક ગ્રાહકને ઘેર બેઠાં મળશે અને ગ્રંથાવલીનું છેલ્લું પુસ્તક નવા વર્ષનું લવાજમ વસુલ કરવા માટે વી. પી. થી મોકલવામાં આવશે, પણ તે પહેલાં ગ્રાહકને ખબર આપવામાં આવશે, જો કોઇ ગ્રાહકે ગ્રાહક તરીકે કમી થવું હોય તો અમને ટપાલ દ્વારા ખબર આપવી જોઈશે જેથી તેમનું છેલ્લું પુસ્તક બુકપોસ્ટથી રવાના કરવામાં આવશે.

વાર્ષિક લવાજમ : રૂ. ૮-૦-૦ : દેશમાં.

આ દ ર્શ પુ સ્ત ક ભં ડા ર

ભદ્ર અ મ દા વા દ.

# જિંદગીના ખેલ

'મળેલા જીવ'ના લેખકનો અણમોલ વાર્તાસંગ્રહ, હૃદયની ગહનતમ ભાવનાઓ અને મંથનોને મૂર્ત કરતી કલાપૂર્ણ વાર્તાઓ. એકએક વાર્તા તે વાર્તાકલાનો સુંદર નમુનો છે. આખોએ વાર્તાસંગ્રહ આપણા સાહિત્યમાં તેજકણી સમ ઝળકી રહેશે.

લેખક: **પન્નાલાલ પટેલ** કિંમત ૩-૦-૦

# રસિયો જીવ

**અ૦ રામનારાયણ પાઠકના પ્રવેશક સહિત.**

યુવક હૃદયનાં તુમલ મંથનો, ભાવના અને આદર્શ વચ્ચેનાં ઘર્ષણો સાદી અને સરળ બાનીમાં પહેલી જ વાર જોશો. ગ્રામજીવનના હૂબહૂ ચિત્રો અને તળપદી ભાષા એ આ નવલકથાનાં આકર્ષણો છે.

લેખક: '**સૌજન્ય**' કિંમત ૩-૮-૦

# દેવદાસી

એક પછી એક આવતાં દૃષ્ટિવેધક દૃશ્યોને કારણે મળતી આનંદલાલસાની તૃપ્તિનો જે સુખદ અનુભવ પંથવિહારીને થતો હોય છે એવો સાહિત્યિક આનંદ આપવાની ખૂબી આ વાર્તાઓમાં મળશે.

બંગીય સાહિત્યાકાશના ચમકતા ગ્રહો જેવા સાહિત્યકારોની સાહિત્યિક લણણીના ફાલના એકેક ડૂંડાં જેવી આ સંગ્રહની વાર્તાઓ બંગીય સાહિત્યિક ગુણવત્તાના કોઈ અચ્છા 'સેંપલ' સમી છે.

અનુ: રામભાઈ પટેલ કિંમત ૨-૦-૦

આદર્શ પુસ્તક ભંડાર

ભદ્ર અમદાવાદ.

[illegible]

[illegible]

| | | |
|---|---|---|
| ૧ જિંદગીના ખેલ | પન્નાલાલ પટેલ | રૂ. ૩—૦—૦ |
| ૨ રસિયો જીવ | સૌજન્ય | રૂ. ૩—૮—૦ |
| ૩ દેવદાસી | રામભાઈ પટેલ | રૂ. ૨—૦—૦ |
| ૪ મારા મનની મોજ | ચ. ગો. ભટ્ટ | રૂ. ૨-૦—૦ |
| ૫ વિસર્જન | 'પલાશ' | રૂ. ૨—૮—૦ |
| ૬ પ્રેમ પ્રતિજ્ઞા | સ્વ પ્રેમચંદજી | છપાય છે |
| ૭ પ્રેમ અને પૂજા | ભા. ૧ દર્શક | ,, |
| ૮ ,, | ભા. ૨ દર્શક | ,, |
| ૯ વરદાન | સ્વ. પ્રેમચંદજી | ,, |

[illegible]

ભદ્ર, અમદાવાદ.

## બે ગ્રંથમાળાઓ.

### ૧ કિર્તન ગ્રંથાવલી.



વિસર્જન લે. 'પલાશ' ક્રા. ફા. ૨-૮-૦

વરદાન સ્વ પ્રેમચંદજી (છપાય છે.)

❀

### ૨ [illegible] ગ્રંથાવલી

પ્રેમ અને પૂજા ભા. ૧ લો લે. દર્શક.

પ્રેમ પ્રતિજ્ઞા લે. સ્વ પ્રેમચંદજી.

પ્રેમ અને પૂજા ભા. ૨ જો. લે. દર્શક.

❀

**આદર્શ પુસ્તક ભંડાર : ભદ્ર, અમદાવાદ.**